# આપણાં ભજનગીતો



[ ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી ]

[ કિં. રૂપિયા ત્રણ ]




# અમારા પ્રકાશનો

સૌભાગ્ય

રાસમાલિકા

જીવનરસ

યુગચિત્ર

ઊર્મિ

પદવીધર

અપ્સરા અને બીજાં નાટકો

બાળકોની માવજત

સુવર્ણમોહિની

રાસજ્યોતિ

રસજ્યોત

મેવાડની મહત્તા

શરદ્પૂર્ણિમા

સુરંગા

ગુંજન

ખંડેરનો ઝરૂખો

સીતાયન

આપણાં લગ્નગીતો

ગૃહલક્ષ્મીનાં ગરબા

દીપમાલિકા

# આપણાં લગ્ન ગીતો

સને ૧૯૪૩ : આવૃત્તિ પહેલી : સંવત : ૧૯૯૯



સંપાદિકાઓ :

અ. સૌ. ધનિષ્ઠાબેન મજમુદાર

અ. સૌ. નિર્મળાબહેન ભટ્ટ

અ. સૌ. શ્રીદેવી મુન્શી

卐

ચિત્રાંકન

અ. સૌ. પ્રવીણકુંવરબા, ઝાલા

卐

પ્રસ્તાવના :

શ્રીમતી દીવાળીબેન ભટ્ટ

કિંમત : ત્રણ રૂપીયા

પ્રકાશક :

ગુર્જર સાહિત્ય ભંડાર, લાઠી [ કાઠિયાવાડ ]

સં. પ્ર. અ. સૌ. શ્રીદેવી મુન્શી, ચિત્રભાગ ગુ. સા. ભં. લાઠી

મુદ્રક : નાથાલાલ મ. શાહ, સ્વ.દીન મુદ્રણાલય : રાણપુર, કાઠિયાવાડ.

## લગ્નની મંગલ ભૂમિકા



માણેક સ્થંભ : લગ્ન સ્મારક સ્થંભ

દીવડો : વર કન્યાનો પ્રેમદીપક

મોડી : મોડીયો તે ગૃહિણી પદ સૂચક પવિત્ર મુગટ

પીઠી : સૌન્દર્ય વર્ધક દિવ્ય ઔષધી

માયરૂ : વર કન્યાનું પ્રેમ[illegible] વરમાળ : વર કન્યાનો પ્રેમ રજ્જુ

છેડાછેડી : વર કન્યાનો પ્રેમ પાલવ [illegible] : ભ્રાતૃભાવનું [illegible]

મંગલસૂત્ર : પ્રણયતાર








# અખંડ સૌભાગ્ય

**શ્રી કૃષ્ણ રૂક્ષ્મણીજીની સૌભાગ્ય**
**શ્રી ઈશ્વર પારવતીની સૌભાગ્ય**
**શ્રી બ્રહ્મા સાવિત્રીજીની સૌભાગ્ય**
**શ્રી સૂર્ય રાનાદેની સૌભાગ્ય**



નવદંપતિને શુભાશિષ

સંતોષ સેવા સુખસંપત્તિમાં આરોગ્યમાં હો બળ ઉન્નતિનાં
અખંડ સૌભાગ્ય સુસંતતિમાં દીર્ઘાયુષી હો સુખ દંપતિનાં

અ. સૌ. બહેનશ્રી ______________________ ને



શુભ લગ્ન પ્રસંગે
ભેટ





## અ. સૌ. સદ્ગત ગુણીયલબહેન



સ્ત્રીજીવનને ઉન્નત કરવાની અપ્રતિમ ભાવના, નિરાધારો પ્રત્યેની અમાપ ઉદારતા અને સેવાની ઝંખનાએ જેમનુ જીવન ઉજ્જવળ હતું એવા સદ્ગત અ. સૌ. ગુણીયલ બહેનનું યશસ્વી જીવનચરિત્ર આ ગ્રંથમાં રજુ થયેલ છે.

# અર્પણ



સદ્ગત અ. સૌ. ગુણીયલબહેનના

પૂનિત આત્માને



કુમારી કુસુમબહેન [illegible]

સદ્‌ગત ગુણીયલ બહેનના એકના એક સુપુત્રી કુ. કુસુમબહેન
જેમનું લાલન પાલન માતામહ શ્રી ચંદુભાઈને ત્યાં થઈ
રહ્યું છે અને પિતામહ શ્રી મફતલાલભાઈના વાત્સલ્યે
જીવન પ્રફુલ્લ બની રહ્યું છે.



## સદ્‌ગત અ. સૌ. ગુણીયલબહેન

ગુજરાતના જાણીતા સુપ્રતિષ્ઠિત સાહસિક વેપારી અને ઉદ્યોગપતિ શ્રીમાન ચંદુલાલભાઈ શીવલાલને ત્યાં તા. ૧ નવેમ્બર ૧૯૧૪ ને રોજ સદ્‌ગત અ. સૌ. ગુણીયલબહેનનો જન્મ થયો હતો. તેમની બાલવયમાં તેમના માતુશ્રી સૌ શાન્તાબેને તેમનું લાલનપાલન મધુર વાત્સલ્યભાવે કરેલ, બાળસ્વરૂપે અજબ મસ્તી-ખોર હસતી રમતી અને સહુને ગમતી એ ગુણીયલબહેને બાલપણમાં ગુજરાતી ભાષાનો પ્રાથમિક અભ્યાસ કર્યો, અને કિશોર વયે એક શાસ્ત્રી પાસેથી સંસ્કૃતનું જ્ઞાન સંપાદન કર્યું અને ત્યારબાદ ક્વીન મેરી હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી શિક્ષણ લીધું. એક સંસ્કારી વિદ્યાર્થીની તરીકેની એમની ઉજ્જવળ કારકીર્દી પ્રગતિશીલ હતી અને એ સમયે તેમની યશસ્વી કીર્તિ, સ્ત્રીશક્તિના વિકાસ પર ઉન્નત થતું વ્યક્તિત્વ અને ગરીબવિદ્યાર્થીનીઓ પરની સહાનુભૂતિ ભરી સદ્‌ભાવનાએ એમના જીવનને વધુ વિકાસવંતુ, પ્રોત્સાહક અને અનુપમ બનાવ્યું.

અભ્યાસના વખત દરમિયાન ભરતકામ, ચિત્રકામ અને સંગીત પ્રત્યેનો તેમનો કલા પ્રેમ અપૂર્વ હતો ડ્રોઈંગની પરીક્ષામાં ૧૦૦ એ ૧૦૦ માર્ક મેળવનાર એ યશસ્વી વિદ્યાર્થીની હતા. સર્વોત્તમ સંગીત કલાની સાધનાયે સીતાર બીન કે વિણાનું વાદન વાતાવરણમાં પડઘા જગાવતુ મધુર હલકભર્યું મસ્તી જગાવતું અને એમના ભરતકામના કલામય નમુના તો જોનારને મનોમુગ્ધ કરે એટલા આકર્ષક અને સુઘડ થતાં.

મિલ ઉદ્યોગના યશસ્વી સાહસિક ગુજરાતમશહુર લક્ષાધિપતિ શ્રીમાન મફતલાલ ગગલભાઈના સુપુત્ર પ્રાણસુખલાલભાઈની સાથે ૧૯૩૦ ની સાલમાં તેઓ લગ્નગ્રંથીથી જોડાયા. લગ્ન પછીનું ગૃહિણી તરીકેનું તેમનું યશસ્વી જીવન ચૈતન્યમય હતું. સખાવતી દિલના સૌજન્યશાળી પિતાના યશસ્વી પુત્રી તરીકે અને ગૌરવશાળી કુટુમ્બના એક આદર્શ કુલવધુ તરીકેની એમની સુકિર્તીએ સાક્ષાત અન્નપુર્ણા શા ઉદારચિત ગુણીયલબેન સંસ્કારમૂર્તિ બન્યાં. સેવકો પ્રત્યેની તેમની સહાનુકંપા, દુઃખીયા પ્રત્યેની દીલસોજી અને અતિથી સત્કારની ભાવનાએ એમને મહાન બનાવ્યા. ગૃહિણી તરીકેની સુપ્રતિષ્ઠાનો હિન્દુ આદર્શ, જનસેવાની ભાવના અને સહુ પ્રત્યેની મીઠી મમતાએ એમને વધુ ઉન્નત બનાવ્યા.

સદ્ગત ગુણીયલ બહેનની સજ્જનતા, નિડરતા, સૌજન્યભર્યા સ્વભાવની મિઠાશ, શાન્તિથી એમના મૃદુ અંતરમાંથી સદાય ઝરતાં સુકોમળ ભાવો અને બુદ્ધિના ઓજસ ખરેખર પ્રતિભાવંત હતાં. એમને વૈભવે વિલાસી બનાવ્યા નહોતા પણ વિનયી સહનશીલ અને સદ્ભાવશાળી બનાવ્યા હતાં એમની કીર્તિકથા એમના અનેક સદ્ભાવયુક્ત કાર્યોથી યશસ્વી બની છે.



સદ્ગત પ્રાણસુખભાઈને જીવન સહચારમાં અનેકવિધ કાર્યોથી ઘેરાયેલા દિલને મદદકર્તા તરીકે રસ રેડનાર સદ્ગત ગુણીયલ બહેન હતાં. બહારની ચિંતાને દૂર કરનારૂં એમનું એકજ સ્મિત જીવનને સભર ભરી દેવા માટે બસ થતું. સદ્ગત પ્રાણસુખભાઈના જીવનને સમૃદ્ધ બનાવવામાં ધર્મપત્નિ તરીકેની એમની ફરજ અને હીસ્સો અપૂર્વ હતાં.

અનેક નિરાધાર માતાઓનું આશ્વાસન, દયામણાં બાળકો પ્રત્યે માતાસમું મમત્વ અને વાત્સલ્ય દર્શાવ-

નાર દયાના પ્રેમના સદાય ઉલ્લાસ ભર્યા મુખે સર્વ કામમાં ઉત્સાહ પુરતા. માનવતાના ચાહક નવી સંસ્કૃતિના પૂર વહેવડાવનાર સદ્દગત ગુણીયલબહેને અજ્ઞાન બંધનમાં સબડતા સ્ત્રીજીવનને ઉન્નત કરવા માટે પ્રયાસો કર્યા હતાં. એમના ઉંચા સદ્દગુણોથી નામ પ્રમાણેના કલ્યાણકારી ગુણો એમનામાં ઝળકી રહ્યાં હતાં. વિદ્યુત્લતા સમા તેજસ્વી પ્રતાપઝરતી આંખો જેમાંથી અમિ રેલતો મંજુલ વાણી પ્રવાહ અને નિખાલસ સ્વભાવની ખાત્રી આપતુ સદાય સ્મિત ભર્યું મુખ એમની પવિત્ર ભાવના અને પતિભક્તિ સિદ્ધ કરતુ

'સત્યમાં ઇશ્વર' એ એમનું જીવનસૂત્ર હતુ. જીવનભર જુઠુ બોલ્યા નથી એક વખત જે એમના સહવાસમાં આવે તેની સાથે મીઠી મમતા અને સદ્દભાવ સદાય ટકી રહે. સાચી વાત કહેતા તે કદી અચકાતા નહિ. વૃદ્ધ માબાપ બાપુજીને પણ સાચી લાગેલ વાત નિડર ભાવે કહેતા. તેમના એ સ્વભાવે પ્રાણજીવનભાઈને પરમ સંતોષ થતો એ કારણ પ્રેમ એટલો સદ્દભાગી હતો કે જો ઇશ્વરે તેને લાંબુ આયુષ્ય આપ્યું હોત તો ગુજરાતને એમની સેવાનો વધુ લાભ મળ્યો હોત. એવો એક જ દાખલો અહિં રજુ કરવાની તક લઇએ.

શનિવારે તો પોતાને આ દુનીયાનો ત્યાગ કરી અનંતની ગોદમાં પોઢી જવું છે. એના આગલા દિવસે શુક્રવારે બિછાના ઉપર સુતાં સુતાં છાપું વાંચી રહ્યાં હતાં તેમના રૂમમાં તેમના પિતાશ્રી આવ્યા. બહેનને એકાગ્ર મનથી છાપું વાંચતા નિહાળી કેટલીક મીનિટ સુધી શાન્ત રીતે એક તરફ બેઠાં પણ જ્યારે ગુણીયલ-બહેનના નયનોમાંથી અશ્રુઓ વહેતા નિકળ્યા ત્યારે પ્રેમાળ પિતા વાત્સલ્યથી પ્રેરાઇ તેના પલંગ નજદીક આવ્યા. "કેમ બાપુ? કેમ બેટા?" ગળગળા સ્વરે કહેતાં પિતાએ પ્રશ્ન કર્યો ગુણીયલ બહેને પિતાને



પ્રશ્ન કરતાં નિરખીએ ગદ્ગદ્ સ્વરે કહ્યું 'ભાઇ આ છાપામાં બિહારના ધરતીકંપ વિષેનું હૈયાફાટ બ્યાન વાંચી ત્યાંના દુઃખી માનવોની બેહાલીથી હું રડી પડી બાપુ! મારા હૃદયમાં એ ધરતીકંપના જેવા આંચકા વાગે છે.' કહેતાં ગુણીયલબહેને ઓસીકા નીચેથી કુંચીનો ઝુડો કાઢી પિતાશ્રીને આપ્યો અને કહ્યું 'બાપુ મારી તેઝુરીમાં જે રકમ રોકડી હોય તે આ પિડિતો ભુખ્યા ગરીબોને મોકલી આપો' માનવતાપ્રેમીની ઉદારતાએ પણ હદ કરી. એ યશસ્વી કીર્તિ આપણે યાદ કરીને સદ્ગત બહેન માટે ગૌરવ લઇએ બહેનનો અમર આત્મા બીજે જ દિવસે પ્રભુના પુનિત ધામમાં પહોંચી ગયો પણ જ્યારે આ તેમની અંતિમઇચ્છા તેમના શ્વસુર શ્રી મફતલાલભાઇએ સાંભળી ત્યારે એ નિમિત્તે બિહાર-ધરતીકંપના પિડિત માનવો માટે મોટી રકમની સખાવત કરી એ વખતે ફ્રી પ્રેસ જનરલના લીડરમાં આવેલ હકીકત અહિં સાભાર પ્રકટ કરવાની તક લઇએ છીએ.

મુંબઇની ધરતીકંપ રિલીફ કમિટીના સેક્રેટરી લખે છેઃ શેઠ મફતલાલ ગગલભાઇએ પોતાના પુત્રવધૂ સ્વ. ગુણિયલબાઇ પ્રાણસુખલાલના સ્મરણાર્થે ધરતીકંપ રિલીફ ફંડમાં રૂા ૫૦૦૦) જેવી મોટી રકમ મોકલી આપી છે.

સ્વ. ગુણિયલબહેન પોતાના મૃત્યુની પળ પહેલાં જ ધરતીકંપની દિલ કંપાવનારી કહાણીઓ સાંભળીને બહુ લાગણીવશ થઇ ગયેલાં. અને એ ભયંકર તાંડવનો ક્રૂર ભોગ થઇ પડેલાં નિર્દોષ માનવ-બંધુઓને સહાયઅર્થે પોતાના તરફથી કેટલી રકમ મોકલવી તે નક્કી કરી શકે તે પહેલાં જ કરાલ કાળે એમને ઝડપી લીધાં! આ હકીકત જ્યારે એમના સસરા શેઠશ્રી મફતલાલ ગગલભાઇએ જાણી ત્યારે તેમણે પોતાનાં પુત્રવધૂની અંતિમ ઇચ્છાને માન આપીને તાત્કાલિક રૂા. ૫૦૦૦ વાયરથી સેન્ટ્રલ બેન્ક મારફત બાબુ રાજેન્દ્રપ્રસાદના ફંડમાં મોકલી આપેલા.

સ્વ. ગુણિયલ બહેનનું હૃદય એવું કોમળ હતું, અને ઉદારતા તેમજ માનવતા, દયા અને સૌજન્ય—એમના દિલમાં એવાં સભર

ભર્યાં હતાં—કે ધરતીકંપનો નિર્દય શિકાર બનેલાં, ઘરબાર વિનાનાં માનવીઓ, માતા-પિતાવિહોણાં કુમળાં બાળકો, અકાળે વિધવા બનેલી આશાભરી બહેનો, અને સંતાનહીન બનેલાં, વૃદ્ધ માતા-પિતાની હૃદયદ્રાવક કરુણ હકીકતો એમણે સાંભળી, અને એમનું માનવતાભર્યું હૃદય રડી ઉઠ્યું ! એજ પળે પોતાનું સર્વસ્વ ત્યજી દઇને એ દુઃખી માનવબંધુઓનાં ચરણે ધરી દેવાની તીવ્ર ઇચ્છા એમને થઇ આવી; પરંતુ એમની એ મહત્ત્વાકાંક્ષાની સુભગ ક્ષણ અને નિર્દય મૃત્યુના આગમનની ભીષણ પળ બન્ને એક જ બની ગઇ ! સ્વર્ગસ્થની એ મહેચ્છા એમના સહૃદય શ્વસુરે જાણી અને તરત જ એમણે એ ગત આત્માનું તર્પણ કર્યું ! આવાં સસરાઓ અને પુત્રવધૂઓ આપણા હીનભાગી રાષ્ટ્રમાં ક્વચ્ચિજ નજરે પડે છે. પીડિતોનાં દુઃખ પોતાનાં કરનાર સ્વ. ગુણિયલ બહેનને અમારા વંદન હો !

આવા સદ્‌ભાવશાળી બહેનની ઇચ્છાને તેમના પિતાશ્રીએ પણ પોષી હતી. ગુપ્ત અને જાહેર સખાવતો દ્વારા સેવાની અપ્રતિમ ભાવનાએ સદ્‌ગત બહેન અખંડ જ્યોત સમા હતાં. માન ઉત્પન્ન થાય તેવી માયાળુતા અને સદ્‌ભાવનાયુક્ત આદર્શોની સિદ્ધિ તે એમના સુપુત્રોને વારસામાં આપીને વિદાય થયા.

સદ્‌ગત ગુણીયલ બહેનનો વાચન શોખ ખાસ કરીને ધાર્મિક સાહિત્ય પ્રત્યે વધુ હતો. ગીતા, ઉપનિષદ, વેદોક્ત ધાર્મિક ગ્રંથોના વાચન, ચિંતન, મનન અને પરિશીલનમાંથી એમણે સાચી માનવતા સંપાદન કરી હતી. વાચન પ્રેમે તેઓને ચર્ચાનો શોખ જગાડેલ. કાશીના એક પંડિત સાથે કલાકોના કલાકો વાદવિવાદ કરતાં તે થાકતા નહિ. તેમના અવસાનના ખબરે એ પંડિત સ્મશાનમાં રડી પડયા અને રડતા સ્વરોથી એ બોલી ઉઠ્યા "એક ધર્મનિષ્ટ બહેનના અવસાને ગુજરાતે એક નારીરત્ન ગુમાવ્યું છે હજુ તો ન્હાની વય હતી ત્યાં તેમનું અગાધ જ્ઞાન અને પ્રશ્નો મને પણ વિચારમાં નાખી દે એટલાં ઉન્નત હતાં"

આ બધા સદ્‌ગુણોનો વારસો તેમના પુત્રી કુ. કુસુમબહેનમાં ઝળહળે છે. કુસુમબહેન પ્રત્યેનું સદ્‌ગત ગુણીયલબહેનનું અજબ વાત્સલ્ય, મમતા અને લાલન પાલનની વિશુદ્ધ લાગણીઓ અત્યારે યાદ કરતાં પણ શ્રી કુસુમબહેનના દાદાશ્રી મફતલાલભાઇ તથા શ્રી ચંદુલાલભાઇની આંખોને સજળ બનાવે છે.

આપણે એક સંતોષ આશા અને આશ્વાસન લેવાનું છે કે સદ્‌ગત ગુણીયલબહેનની જીવનમોહીની પ્રતિભા કુમારીકુસુમ બહેનને સાંપડી છે. તેના જીવનનો વિકાસ શ્રી. ચંદુલાલભાઇના વાત્સલ્યે થઇ રહ્યો છે. કુ. કુસુમબેનનો જન્મ તા. ૧ નવેમ્બર ૧૯૩૧માં થયો હતો. અત્યારે ૧૨ વર્ષની કિશોર વયે અભ્યાસ કરે છે. તેમને પણ સદ્‌ગત માતા જેમ સંગીતમાં ખૂબ ખૂબ રસ છે. માતપિતાના ઉંચા સંસ્કારોએ તેમને તેજસ્વી ભાવનાશાળી અને ઉદાર બનાવ્યા છે. તેમના પિતામહ શ્રી મફતલાલભાઇ તરફથી કુ. કુસુમબહેનને મોટો વારસો મળ્યો છે અને તેઓ તેમના માતામહ દાદાશ્રી ચંદુલાલભાઇ સાથે રહે છે. શ્રીમાન ચંદુલાલભાઇએ એમના એકના એક પુત્રીરત્ન સૌ. ગુણીયલબહેન અને જમાઇ પ્રાણસુખભાઇને ગુમાવ્યા પછી પોતાની મુંબઇની લાખોની મિલ્કત અને કમાણી તજી તેઓ હાલ અમદાવાદમાં પોતાના ગુણીયલ નિવાસ બંગલામાં રહે છે અને કુમારીકુસુમ બહેનનું લાલન પાલન કરી તેમાં આદર્શ અને સુસંસ્કારોની ઉન્નત ભાવનાઓ સિંચે છે. કુમારી કુસુમબહેન પણ એમના માતા સમા તેજસ્વી. ભાવનાશાળી અને સર્વમાન્ય નારીરત્ન નિવડશે એમાં જરાય શંકા નથી.

સદ્‌ગત ગુણીયલબહેન અને શેઠશ્રી પ્રાણસુખભાઇ સમા ચારિત્ર્યશાળી પુનિત દંપતિના આદર્શ સંસ્કાર અને વિશુદ્ધભાવના ને કુમારી કુસુમબહેન ઉજ્જ્વળ બનાવે, એવી ભવ્ય સિદ્ધિ સંપાદન કરે તેમ ઇચ્છી સદ્‌ગત દંપતિના પુનિત આત્માઓને પરમ કૃપાળુ દયામય પ્રભુ ચિરશાન્તિ અર્પો એવી અંજલિ.

['આપણાં નારીરત્નો' નામક પ્રકટ થનાર ગ્રંથમાંથી : સંપાદિકાઓ ]



# પ્રસ્તાવના

**આ**પણાં લગ્નગીતો એ જીવનની ભવ્ય ભાવનાઓથી ભરપુર પ્રેરણાના કાવ્યો છે. વર્ષોથી લોકજીભે રમતાં આપણાં લગ્નગીતોના શબ્દે શબ્દ મંત્રોથી ભરેલા છે અને એમાં વિધિસરનાં સ્નેહલગ્નની રીત સમાયેલ છે. ઘેરઘેર પ્રસંગોચિત ગવાતા એ ગીતો આપણાં રીતરીવાજ દર્શાવી જીવનમાં કોઇ અપૂર્વ લાગણી પ્રકટાવે છે. આપણા સમાજમાંથી લુપ્ત થતી લગ્ન ભાવનાને સજીવન કરવા માટે આપણાં લગ્નગીતોનું દોહન જરૂરી છે. વર્ષો પહેલાં કન્યા પોતે સ્વયંવર પસંદ કરી શકતી અને વર કન્યાને પસંદ કરતો. કન્યા માટેના શણગાર જાતે ખંતથી ખરીદતો. વર કન્યા ઉભય અન્યોઅન્ય રૂપ ગુણ પિછાનીને લગ્ન કરતાં. એની સાબીતી આપણાં લગ્ન ગીતો આપે છે. રામ કૃષ્ણ અને શંકર વિવાહના ગીતો આપણી સામે-આર્યસંસ્કૃતિનો સાચો આદર્શ ખડો કરે છે. અને એ આદર્શ આપણાં વ્હેવારમાં ઉતારવાની ભાવના રેડે છે.

વેવાઇઓ વચ્ચેનો સંપ બતાવવા માટે રાજા દશરથને જનકરાયનો દાખલો આપણી સમક્ષ લગ્નગીત દ્વારા મૂર્તિમંત ઉભો છે. શંકર જેવા યોગિ જમાઇને પણ જ્યારે પોતાની પુત્રી ઉમાએ પસંદ કર્યા, અને શ્રીકૃષ્ણ જેવા ગોપ કુમારને રૂક્ષમણીજીએ પસંદ કર્યા ત્યારે પોતાની પુત્રીઓના હૃદયને સમજી તેની ઇચ્છાને માન આપવા ઉમાના પિતાશ્રી હિમાચળે અને રૂક્ષમણીજીના પિતા રાજાભીમકે જરાપણ આનાકાની કરી નહતી અને પ્રેમથી કન્યાદાન દીધા હતાં.

બાણાસુર જેવા મહાબળી અસુર રાજાને પણ જ્યારે સાન આવી ત્યારે પોતાની પુત્રી ઉષાને શ્રી અનિરૂદ્ધ સાથે હોંશથી પરણાવી હતી.

આપણાં વડીલોના આદર્શ અને સ્નેહલગ્ન માટેની ભાવના આપણાં લગ્નગીતો જ આપણને સાચા સ્વરૂપમાં સમજાવે છે. સીતાસ્વયંવરમાં રાવણ, રૂક્મણી લગ્નમાં શિશુપાળ અને દ્રૌપદી સ્વયંવરમાં કૌરવો જેવા બળવાન શત્રુઓની સામે બાથ ભીડી શકે તેવા ભડવીર સમર્થ પુરૂષને સ્નેહી તરીકે પસંદ કરતી આપણી આર્યકન્યાઓનો આદર્શ આપણાં લગ્ન-ગીતો આપણને સમજાવે છે. નિડર, સ્વતંત્ર અને સાહસિક પતિના પડખે ઉભી સ્ત્રી વ્યવહારમાં કર્તવ્યમાં કે જીવનના અનેક પ્રસંગોમાં પતિને હૃદયની ભક્તિપૂર્વક સાથ આપતી આ પ્રેરણા આપણાં લગ્નજીવનને આભારી હતી.

પાર્વતી, શકુન્તલા, રૂક્મણી, સત્યભામા, ઉષા, સુભદ્રા અને સુરેખા ઇત્યાદી અનેક આર્યનારીરત્નોએ સમાજની સામા થઇ પોતાના મનવાંચ્છીત લગ્નો કરેલાં. એ પ્રેમપ્રસંગોના ગીતોને અપનાવી આપણા સમાજમાં સાચી સ્ત્રીત્વની ભાવના પ્રકટાય એ જરૂરી છે. આજે કોઇ યુવક કે યુવતિ વડીલોની વિરૂદ્ધ પોતાની પરિસ્થિતિથી પર થવા તૈયાર થાય તો મહાપ્રલય કે પૃથ્વી રસાતળ જતી હોય તેવો ઉહાપોહ મચી જાય છે. અને આવી જાતના લગ્ન કરનાર વરકન્યાના સગા વ્હાલાંઓ પણ જગનું આંગળીચીંધ્યું બને છે. એક વખત એવો હતો કે આપણો સમાજ સંસ્કૃતિની પરાકાષ્ટાએ હતો આપણે તેને સુવર્ણયુગના નામે પિછાનીએ છીએ. એ સમયમાં વર કે કન્યાના વિક્રય ન થતાં યોગ્ય વર ઘર મળે કે કુંકુને કન્યા અપાતા. કન્યાદાનનું પુણ્ય અશ્વમેધની સમું ફળ ગણાતું. આ વાતને સમર્થન આપણાં લગ્નગીતો આપે છે.

અત્યારે તો આપણે કૂળ જોવા બેસીએ, લક્ષ્મીની લાલચમાં લલચાઇએ, મોટાઇમાં તણાઇને માનવતા વિસરીએ છીએ અને રતન જેવી દીકરીને વૃદ્ધ ડોસા સાથે પરણાવતા પણ અચકાતા નથી.

પ્રાચીન સંસ્કૃતિનો "પ્રેમ" એ આદર્શ ભૂલી આપણાં આધુનિક જીવનમાં "ધન"ને મહત્વ આપ્યું છે અને દબાઇ દબાઇને બંધી થયેલ દીકરી બલિદાન બને છે. અને દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય એ નિર્માલ્ય સુત્રને વશ વર્તે છે પહેલા જોવાની માનવતા અને ત્યાં જ્ઞાતિ કે સમાજના બંધન શિથિલ થતાં આપણે શાસ્ત્રમાં જોઇએ છીએ. રાજકન્યાઓ ઋષીપુત્રોને વરતી અને કન્યાના વડીલો એના આદર્શોને બળ આપતાં. આ વાત આપણાં લગ્નગીતો કહે છે. લગ્ન પ્રસંગના વેદમંત્રો ઉચ્ચારવાની અને માંગલિકગીતો ગાવાની પ્રથા જે અમલમાં આવી છે તેને વળગી રહેવાની સમાજના હિત ખાતર પણ જરૂર છે.

આપણી કન્યાઓને એ ગીતો કાળજીપૂર્વક શિખવાતા નથી. એટલે નવાં નવાં ધ્યેય વગરના નિરર્થક ગીતો પોતાની મેળે જોડીને લગ્ન પ્રસંગે ગાય છે એથી લગ્ન અને સાચું જીવન જીવવાની ભાવના નષ્ટ થતી જાય છે. લગ્નગીતોમાં ફટાણાં, જોડકણાં અને કટાક્ષના ગીતોનો સમાવેશ થાય છે. કેટલાક ગીતો સામા પક્ષને ઉતારી પાડી પોતાની બડાઇ કરવાની માત્ર શેખી કરતાં હોય છે. "સાતડે સાત ને વેવાઇને મારો લાત" જેવા નવા ગીતો કરતાં આપણાં લોક ગીતોનો આદર્શ કેટલો મહાન અને બન્ને પક્ષની મહત્તાસૂચક છે જે ગીતો આપણી બ્હેનોના હાથમાં હોય તો જરૂર તેને જ પસંદગી આપશે.

લગ્ન એ અતિ પવિત્ર પ્રસંગ છે અને જીવનનો એ મહામૂલો પ્રસંગ આપણે ગમે તેવા ગીતો ગાઇને કલુષિત શા માટે બનાવવો ? લગ્નનો હેતુ મહાન છે. આપણાં લગ્નગીતોનો હેતુ પણ મંગલમય અને દિવ્ય છે. તે છોડીને આપણી બહેનોના મુખમાં ન શોભે એવા ગીતો ન જ ગવાવા જોઇએ. અનેક સંસ્કારી કુટુંબો આ વાત સમજે છે તેઓએ પણ આ જાતનો પ્રચાર કરવો જોઇએ.

આ સંગ્રહમાં પ્રસંગો પ્રમાણેના લોકપ્રિય લગ્નગીતોની ગુંથણી ચુંટણીથી કરવામાં આવી છે લગ્નના એકેએક પ્રસંગને સમજી તેને અનુરૂપ કાવ્યોનુ સંપાદન ખુબ જ સફળતાપૂર્વક કર્યું છે તેમ કહેતા મને હર્ષ થાય છે અને 'ઇશ્વરવિવાહ' 'સીતા સ્વંયવર 'રૂક્ષમણી વિવાહ' સમા મહાગીતોને પણ આ સંગ્રહમાં પ્રકટ કરીને સંપાદિકાઓએ આપણા સાહિત્યનું લોકધન સાચવવાની જરૂર હતી તેને મૂર્ત સ્વરૂપ આપ્યું છે. આવા મહાકાવ્યો ખરેખર લગ્ન પ્રસંગે શાંત રાત્રીમાં વરકન્યાની ચોરી સમયે મંજુલ સુરે જો બહેનો ગાય તો દેવોનેય પુષ્પવૃષ્ટી કરવાની પ્રેરણા મળે અને લગ્નની પવિત્ર ભાવનાનો આદર્શ સચવાય રહે.

છેલ્લા ગૃહલક્ષ્મીના ગરબાનો વિભાગ ખુબજ નવીનતા સાથે સંગીનતા ભર્યો છે. લગ્ન પ્રસંગે અનેક સંસ્કારી કુટુમ્બોમાં ખાસ રાસગીતોના કાર્યક્રમો યોજાય છે એ પ્રસંગે ઉપયોગી થઇ શકે તેવા રાસગીતોનો આ વિભાગ સ્ત્રીજીવનને ઉન્નત કરે તેવો છે.

લગ્નગીતોના અનેક સંગ્રહો નાના મોટા આજસુધીમાં પ્રકટ થયેલ છે. અનેક જ્ઞાતિયો તરફથી આ જાતના પ્રયાસો પણ થયા છે. ભાઇશ્રી ઝવેરચંદ મેઘાણી જેવા સમર્થ સંશોધકોના હસ્તે પણ યશસ્વી પ્રકાશનો થયા છે, તેમાં આજે ગુ. સા. ભં. દ્વારા સંપાદિકાઓના પ્રયાસે આ સંગ્રહ ગુજરાતના સંસ્કારી સન્નારીઓના સહકારે પ્રકાશ પામે છે તે માટે હું અભિનંદન આપું છે. આ કાર્ય આર્ય બહેનોનું છે અને તે બહેનો સંભાળે અને ગુજરાતની ગૃહલક્ષ્મીઓની વાણીને વિમળ બનાવે એવા વધુ ને વધુ પ્રયાસો કરે એવી આશા રાખું છું. છેલ્લા આ સંગ્રહ સાહિત્ય અને કલાની દૃષ્ટિએ સર્વોત્તમ બનાવવા બદલ ગુ. સા. ભં.ને ધન્યવાદ આપી હું વિરમીશ.

નવરાત્ર

**દીવાળીબહેન ભટ**



# નિવેદન

ગુર્જરી ગુજરાતના ગૌરવશાળી ગૃહિણીઓ અને સંસ્કારી બ્હેનોને સહકારે અને સદ્‌ભાવે 'આપણાં લગ્નગીતો' નામક આ મંગલગીતોનો સંગ્રહ પ્રકટ થાય છે તેનો મુખ્ય યશ અમદાવાદના સાહસિક અને સુપ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ શ્રી. ચંદુલાલભાઈ શિવલાલભાઈને ફાળે જાય છે. એમના સદ્‌ગત સુપુત્રી સૌ. ગુણીયલ બ્હેનના સ્મરણાર્થે પ્રસ્તુત ગ્રંથ પ્રકટ થાય એવી શુભેચ્છાને તેઓશ્રીએ સદ્‌ભાવપૂર્વક ઉદારતાથી વધાવી લીધી તે માટે આ સંસ્થા તેઓશ્રીની ચિરઋણી રહેશે.

સદ્‌ગત રાજયોગી કવિશ્રી કલાપીની પુણ્યભૂમિ લાઠીમાંથી આ સંગ્રહ પ્રકટ થાય છે. હાલના સાહિત્યપ્રિય રાજવીશ્રી પ્રલ્હાદસિંહજી સાહેબ અને ના. રાણીજી સાહેબ અ. સૌ. સૂર્યકુમારીબા ઉભય રાજ્ય દંપતિનો આ સંસ્થા પ્રત્યે સદ્‌ભાવ છે તે માટે આભારી છીએ

પ્રગટ થતાં મંગલગીતોની જે ઉન્નત ભાવના છે એ વિષેનું મનનિય વિવેચન શ્રીમતી દીવાળીબેન ભટ્ટે સદરહુ ગ્રંથની પ્રસ્તાવનામાં કરીને સમજાવેલ છે. તેમની અમારા પ્રત્યેની સદ્‌ભાવના બદલ અમો એ વિદુષીબહેનનો આભાર વ્યક્ત કરવાની તક લઈએ છીએ તેમની તેજસ્વી કલમે લખાએલાં પુસ્તકોમાં એક ગુ. વ. સો. અમદાવાદ તરફથી અને બે પુસ્તકો આ સંસ્થા તરફથી પ્રકટ થયેલ છે. તેમાં છેલ્લા પ્રકટ થયેલ 'દીપ માલિકા' ભાવનાઓ અને લાગણી । સુલક્ષિત કાવ્યોનો અપૂર્વ સગ્રહ છે. અને ટુંક વખતમાં એમનો નિબંધ સંગ્રહ "યુગરેખા" નામથી પણ પ્રકટ થનાર છે. આમાંના ઘણાં નિબધ માટે તેમને મોટા ઇનામો અને સુવર્ણચંદ્રક મળ્યા છે આ સિવાય સદરહુ સંસ્થા તરફથી પ્રકટ થનાર 'આપણાં

નારી રત્નોનું સંપાદન કાર્ય તેમને સોંપેલ હોઇ તેના સંપાદનમાં તેવોએ અપૂર્વ સહકાર મેળવ્યો છે. આ સંપાદન તુરતમાં જ આ સંસ્થા તરફથી પ્રકટ થનાર છે. એમની વધુ ને વધુ સાહિત્ય સેવાનો લાભ ગુર્જરીને ચરણે તેઓ ધરતાં રહે એમ ઇચ્છીએ

આ પ્રકાશનનું કવરચિત્ર રાજકુમાર શ્રી. મંગળસિંહજીભાઇના ચિત્રલેખા ધર્મપત્નિ અ. સૌ પ્રવીણકુંવરબાની યશસ્વી પિંછીથી તૈયાર થયેલ છે. તે બદલ અમો તેઓશ્રીનો આભાર માનીએ છીએ. આ સંગ્રહ કલાની દૃષ્ટિએ સમૃદ્ધ બની શક્યો છે તેનો મુખ્ય યશ રાજકુમારશ્રી મંગળસિંહજીભાઇ અને શ્રીયુત 'કલાકાન્ત" ની કલમ પિંછીઓને ઘટે છે. ઉપરાંત આ સંસ્થાના કેટલાક પ્રકાશન ચિત્રો પરના સુશોભનોથી શ્રી કનુ દેશાઇ, શ્રી હરિલાલ ત્રિવેદી, કુ ઝીના મુનશી ઇત્યાદી કલાકારોની કલા પિંછીઓ પણ પ્રસ્તુત ગ્રંથને સમૃદ્ધ કરી શકી છે અને શ્રી દલસુખભાઇ ભટે આપેલ આઠ દસ બ્લોકો આ બદલ અમો સહુના ઋણી છીએ.

આર્યસંસ્કૃતિનાં પ્રતિક રૂપ લગ્નગીતો દરેક કોમમાં પ્રસરી ગયા છે અને લગ્નપ્રસંગે અમરતા મેળવી રહ્યાં છે એના રચયિતા તરીકે કોઇનાં નામો હસ્તી ધરાવતાં નથી પણ પરંપરાથી ચાલ્યાં આવતાં એ લોકગીતોમાં જે મંગળભાવના, હૃદયસ્પર્શી સ્નેહસ્પંદન અને પવિત્ર લાગણી વહે છે તે પ્રસંગને દિવ્ય, ઉજ્વળ અને યશસ્વી બનાવે છે. ગીતોના ઢાળ પણ એટલા સરળ છે કે તેની હલકે માંડવો ગાજી ઉઠે છે. શરણાઇ અને ઢોલ ત્રાંસાના અવાજમાં એ એટલા સુમધુર ગુંજે છે કે સાંભળનારના ચહેરા પ્રફુલ્લ બની જાય છે અને પ્રસંગે પ્રસંગે મંગલભાવના રજુ કરતાં આવાં ગીતોની ગુંથણી અમોએ લગ્ન લખાય ત્યારથી શરૂ કરી તે વરઘોડીઆ પરણી ઉતરી જાન પાછી ફરે ત્યાં સુધીની કરી છે અને આ સંગ્રહના પૂનિત પ્રવાહમાં ફટાણા રૂપી ગંદકીનાં ઝરણાને મેળવ્યું નથી.

અનેક બહેનો તરફથી મળેલા ગીતોમાંથી જુદી જુદી ભાવનાઓના પ્રસંગોચિત્ત ગીતોની ચુંટણી કરી આ સંગ્રહમાં વિવિધ

પ્રસંગો વચ્ચેના લગભગ દોઢસો ગીતોની ગુંથણી કરવામાં આવી છે. વળામણાં વિભાગમાં શ્રી વ. ભા. મહેતાનાં ચાર પાંચ ગીતો પ્રકટ થયેલ છે. અને છેવટમાં "ગૃહલક્ષ્મીના ગરબા' નો એક ખાસ વિભાગ પ્રકટ કરેલ છે. પ્રકટ થયેલ ગીતો ઉપરાંત અનેક ગીતો બાકી રહ્યાં છે તે હવે પછીની આવૃત્તિમાં પ્રકટ કરીશું. અમોને આ શુભ કાર્યમાં સાથ આપનાર અને સદ્ભાવ દર્શાવનાર બહેનોના અમો હૃદયપૂર્વક આભારી છીયે. તેઓ સહુના યશસ્વી નામો અહીં સાભાર પ્રકટ કરવાની તક લઇએ છીએ.

અ. સૌ. શ્રી વિદ્યાબહેન પાઠકજી

| | |
|---|---|
| અ. સૌ. હરગંગાબેન ઠાકર | અ. સૌ. કમળાબેન મોદી |
| અ. સૌ. પ્રભાકુંવરબેન દવે | અ. સૌ. જીવીબહેન સોમનાથ |
| શ્રીમતી કચ્છુબહેન મજમુદાર | શ્રીમતી દીવાળીબહેન ભટ્ટ |
| કુમારી સુમુખી મજમુદાર | કુમારી શારદાબહેન શાહ |
| કુમારી ગિરજાબેન જોષી | અ. સૌ. ચંદનબાળા ભટ્ટ |
| અ. સૌ. કંચનબહેન શાહ | અ. સૌ. રતનબા ચાવડા |
| અ. સૌ. કલાવંતીબેન મોતીવાલા | અ. સૌ. નિલમબેન દોશી |
| અ. સૌ. લાભુબહેન ભટ | અ. સૌ. શાન્તાબેન દીવાન |
| શ્રીમતી વેણીગૌરી મોદી | શ્રીમતી વેણીગૌરી ચોકસી |
| અ. સૌ. નિરંજનાબેન રાંદેરીયા | અ. સૌ. ઉજમબહેન ભટ |

ઉપરોક્ત સહુ બહેનોના વધુ સદ્ભાવ અને સહકારની શુભાકાંક્ષા રાખી આ નમ્ર પ્રયાસ માતૃ ગુર્જરીના ચરણે અને ગરવી ગુજરાતની ગૃહલક્ષ્મીઓ અને કોડભરી કુમારીકાઓના કર-કમળે રજુ કરી કૃતાર્થ થઈએ છીએ.

સંપાદિકાઓ

વિજ્યા દશમી
૧૯૫૯

સૌ. ધનિષ્ઠા મજમુદાર
સૌ. નિર્મળા ભટ
સૌ. શ્રીદેવી શુક્લ



# અનુક્રમ

## પ્રસંગ : ૭ : માતાની સ્થાપના



## પ્રસંગ : ૮



## પ્રસંગ ૯ : ગૃહશાંતિ



## પ્રસંગ : ૧૦ જનોઇ



## પ્રસંગ : ૧૧



## પ્રસંગ : ૧૨ : સામૈયું



## પ્રસંગ ૧૩ : પ્રકિણું



## પ્રસંગ : ૧૪ : વરઘોડો



## પ્રસંગ ; ૧૫

### પ્રસંગ : ૧૬ : મામેરૂં



### પ્રસંગ : ૧૭



### પ્રસંગ : ૧૮ : ચોરી



### પ્રસંગ : ૧૯ : વળામણું



### પ્રસંગ : ૨૦ : ગૃહલક્ષ્મીના ગરબા

આ વિભાગના સોળ રાસ ગીતો આપવામાં આવ્યા છે જે સ્ત્રીજીવનને ઉન્નત કરે એવા પ્રેરણાત્મક છે.

(કુલ પેજ ૧૭૮)

---

# શ્રી ગણપતિનું આવાહન



અમે આજેઠીડે મોતીડે જડીઓ,
પ્રથમ ગણેશ બેસારો રે
મારા ગણેશ દુંદાળા.

કૃષ્ણુની જાને રૂડા હાથીડા શણુગારો,
હાથીડે લાલ અંબાડી રે ...મારા.

કૃષ્ણુની જાને રૂડા ઘોડલા શણુગારો,
ઘોડલે મોતી જડીત્ર પલાણુ રે ...મારા.

કૃષ્ણુની જાને રૂડી વેલડી શણુગારો,
વેલડીએ મીણીયા માહ્યારે ...મારા.

કૃષ્ણુની જાને રૂડા ધોરીડા શણુગારો,
ધોરીડે ઘુઘર માળા રે . મારા.

કૃષ્ણની જાને રૂડા જાનૈયા શણગારો,
જાનૈયા કેસરના ભીના રે ...મારા.

કૃષ્ણની જાને રૂડી જાનરડી શણગારો,
જાનરડી કુમકુમ ભીની રે ... મારા.

સોઢિયા જાનૈયા ને સોંઢી જાનરડી
ગણેશને ઘેર વિસાર્યો રે ... મારા

ચાયા વાહેલીયાને મેહુલા ધડૂકયા,
રણુ રે વગડામાં રથ થંભ્યા રે ...મારા

ભાંગી પીંજણીયું ને ભાંગ્યા તળાવા,
ધોરીડે તૂટી બેવડ રાશું રે ...મારા

ઉઘાડે વાંસેને અણુવાણે પગે,
ગણેશ મનાવા કૃષ્ણ ચાલ્યા રે .. મારા

માનો ગણેશ્વર ને માનો પરમેશ્વર,
તમ આવ્યે રંગ રહેશે રે ...મારા

અમેરે દુંદાળા ને અમેરે ફાંદાળા,
અમ આવ્યે તમે લાજો રે ...મારા.

અમારે જોશે સવા મણના રે લાડુ,
તમારો વેવાઇ ભડકે રે ...મારા.

મણના જોશે તો સવા બે મણના દેશું,
તમ આવ્યે રંગ રહેશે રે ....મારા.

સાંધી પીંજણીયું ને સાંધ્યા તળાવા,
ધોરીડે સાંધી બેવડ રાશું રે ....મારા.

ઉગ્યો ચંદ્રમાને થયાં અજવાળાં,
ધમધમતી વેલ્યું મારગ ચડીયું રે ....મારા.

યજ્ઞ જનોઇને વિવા અધરણી,
પ્રથમ ગણેશ બેસારો રે .. મારા.

## ભમરી વીવાઇતાં

ભમરી વિવાઇતાં ઘર કેમ જાણીયાં,
ભમરી ઢોલીડા વાગે ડેલી બ્હાર રે,
રંગીલી ભમરી રાતી રંગેશ્વર બ્હેનની ચુંદડી

ભમરી કુંવર ઘર કેમ જાણીયાં ?
ભમરી ઘોડલા ખેલવે સરોવર પાળ રે,
રંગીલી ભમરી રાતી રંગેશ્વર બ્હેનની ચુંદડી



ભમરી વવારૂ ઘર કેમ જાણીયાં ?
ભમરી ઓરડીયા ઝળહળ થાય રે,
રંગીલી ભમરી રાતી રંગેશ્વર બ્હેનની ચુંદડી

ભમરી દીકરીયું ઘર કેમ જાણીયાં ?
ભમરી ઓરડી ખાલી ખાલી થાય રે
રંગીલી ભમરી રાતી રંગેશ્વર
બ્હેનની ચુંદડી

## માડવડે કાંઇ ઢાળોને બાજોઠી

માંડવડે કાંઈ ઢાળો ને બાજોઠી, ફરતી મેલો ને કંકાવટી,
બંધાવો રે મ્હારે...ભાઇને છેડે જાય એની...બા ઘેર નોતરે.
બેની રે તમે સુતાં છો કે જાગો તમારે મહીઅર પગરણ આદર્યાં
વીરા રે તમે કિયા દેશથી આવ્યા, કિયા ગામના ગરાસીયા
બેની રે હું કાઠિયાવાડથી આવ્યો, ...ગામનો ગરાસીયો
વીરા રે તમે કિયા ભાઇના મોભી, કઇ બાઇ માતાને ઉદર વસ્યા?
બેની રે હું...ભાઇનો મોભી, ...બાઈ માતાને ઉદર વસ્યો.
વીરા રે મને છોરૂડે હરવાળી, વાછરૂ વાળતાં વીર ન ઓળખ્યો!
બેની રે મારી ગરથડીયાની ઘેલી આંગણે આવ્યો વીર ન ઓળખ્યો!
મારે રે મારે...ભાઈનાં ઘોડા કે પડઘી વાગે ધરતી ધમધમે
વચમાં રે મારે...બેનના માફા કે ઇંડા જળકે રે સોના તણા
વાંસે રે ઓલ્યા...જમાઈ કામડીયા, કામડ તાણે કોહા કડકડે.



## પ્રસંગ ૩ સાંજી

## સોનાની સાંજીને

સોનાંની સાંજી ને રૂપાના મોર વાસ્યા રે
ઉડે રે પાંખાળા ભમરા નોતરે રે
ઉડે તે ઉડે ભમરા રે દેશ પરદેશ રે
તારે ને જાવા રે ભમરા નોતરે રે
ગામ ન જાણું રે નામ અજાણ્યું રે
કેરસ ઘેરે જાશ રે ભમરા નોતરે રે
ગામ છે...ગામ રે નામ છે...જમાઈ રે
...બેન ઘેર જાત્ર રે ભમરા નોતરે રે
આવશે તે બેની...બેન ને બેસશે માંડવા હેઠ રે
...ભાઈના નાળીયેરડા શણગારશે રે
દાંડીએ બેસી રે ઇશ્વર આવે રે
સરસલા પાર્વતીજી તપ ધરે રે





# મલપતી હાથણી

સાત સાત સૂંઢની હાથણી
મલપતી મલપતી સમુદરીયે પહોંચી રે
કળશ ભરીને હાથણી પાછી વળી રે

પહેલો તે કળશ કાંઈ, સુરજ વર શિર ઢળીયો રે (૨)
જેણે રે ઉગ્યે આ નવખંડ અજવાળીયા રે
બીજો તે કળશ કાંઈ, ચંદરમા શિર ઢળિયો રે (૨)
જેણે રે ઉગ્યે રોહિણી સોહામણી રે

ત્રીજો તે કળશ કાંઈ, મેઘ રાજા શિર ઢળીયો રે (૨)
જેણે રે વરસ્યે નવે નત નિપજે રે

ચોથો તે કળશ કાંઇ...ભાઇ શિર ઢળીયો રે (૨)
જેણે રે આવ્યે આ કુળ અજવાળીયાં રે

(દીકરીને ગાવું હોય તો છેલ્લે, વરધ ઉતાવળી રે)




મારા ઘરરે પછવાડે આંબો મોરીઓ
આંબલીયો રે કાંઇ ઘેર ગંભીર
સાહેલીનો આંબો મોરીઓ

સાસુજી વવારૂ ને વિનવે
વવારૂ રે તમારાં ઘરેણાં દેખાડો......સા...

બાઇજી ઘરેણાં તે ઘરેણાં શું કરો,
ઘરેણાં તે આપણું સઘળું કુટુમ્બ...સાહેલી...

મારા સસરા સોના મ્હોર સાંકળાં
સાસુજી રે સાંકળડાંની બીજ...સાહેલી...

મારા જેઠ બાજુ બંધ બેરખાં
જેઠાણી રે બેરખડાંની બીજ...સાહેલી...

મારો દેર હસ્તી દાંત ચુડલો
દેરાણી રે ચુડલાની ચીપ...સાહેલી...

મારી નણંદ કસુંબલ કાંચળી
નણદોયો રે કાંચલડીની કસ...સાહેલી...

હું તો વારી રે વવારૂ તારી જીભને
જીભડીએ રે રૂડાં રતન જડાવું...સાહેલી....
હું તે. વારી રે બાયજી તમારી કૂખને
કૂખડીએ રૂડા દેર ને જેઠ...સાહેલી...

## રાજ દ્વારકામાં

એક રાજ દુવારકાંમાં રમતા રે બેની બા
દાદે તે હસીને બોલાવીઆં
કાં કાં રે ધેડી તારી દેહજ દુબળી
આંખલડી રે આંસુ ભરી
નથી નથી રે દાદા મારી દેહ જ દુબળી
આંખલડી રે આંસુ ભરી
એક ઉંચો તે વર ન જોશો રે દાદા
ઉંચો તે નિત નેવાં ભાંગશે
એક નીચો તે વર ન જોશો રે દાદા
ઠીંગણો તે નિત ઠેબે આવશે
એક કાળો તે વર ન જોશો રે દાદા
કાળો તે કુટુમ્બ લજાવશે
એક ધોળો તે વર ન જોશો રે દાદા
ધોળો તે આપ વખાણશે
એક કડ રે પાતળીઓ ને મુખરે શામળીઓ
તે મારી સૈયરે વખાણીઓ
એક પાણી તે ભરતાં પાણીઆરીએ વખાણ્યો
ભલો રે વખાણ્યો મારી ભાભીએ.



# વીરના સોનાના

વીરના સોનાના નગારાં
રૂપલાની દાંડી માણારાજ
વીરા મારા રૂપાળા ને પીઠીયાળા
એની જતન ઝાઝી માણારાજ
વીરના દાદા પુછે વીરા તારા હાથમાં શું છે?
અમને કહો માણારાજ
દાદા મારા હાથમાં છે પોંચી ને
વીંટીનો શણગાર માણારાજ
વીરના કાકા પુછે વીરા તારી ડોકમાં શું છે?
અમને કહો માણારાજ
કાકા મારી ડોકમાં છે માળા ને
હારનો શણગાર માણારાજ
વીરના મામા પુછે વીરા તારે માથે તે શું છે?
અમને કહો માણારાજ
મામા મારા માથે સાફો ફુલડીયાના
તોરાનો શણગાર માણારાજ
વીરના બંધવ પુછે વીરા તાર પગમાં તે શું છે?
અમને કહો માણારાજ
બંધવ મારા પગમાં છે મોજા ઉપર
મોજડીનો શણગાર માણારાજ



## ફુલડીયાંની જાળી

આવી ફુલડીયાંની જાળી ગોંખલડે રત્ન જડયા રે
ગોંખે બેઠાં...બા બોલે દાદાજીને વિનવે રે
દાદા મોરા એ વર જો જો એ વર છે વેવારીયો રે
દીકરી મોરાં કયા થકી દીઠો, કયાં તમારાં મન મોહ્યાં રે
રમતો'તો સરોવરીયા પાળ, દડુલે મારાં મન મોહ્યાં રે
જમતો તો સોનલા થાળ, કોળીડે મારાં મન મોહ્યાં રે
ભણતો તો ભટ્ટની નિશાળે અક્ષરે મારાં મન મોહ્યાં રે.



# ચંપા કુંવરી છે ચતુર સુજાણ

( કન્યા પક્ષને રાત્રે ગાવાનું )

ચંપા કુંવરી છે ચતુર સુજાણ, પરણવા પ્રમાણ,
સુણો મારા પ્રાણ લાયક થઈ લાડણી

ભણીગણીને ભલેરી ભલી થઇ, વળી શું કરૂં વધતાં વખાણ
સુણો મારા પ્રાણ...લાયક થઇ લાડણી

એના જેવડી એની સાહેલીઓ, જુઓ પરણીને સાસરે જાય,
હૈયે હરખાય,...લાયક થઈ લાડણી

લોક કહે છે લગનગાળો આવીઓ તમે આળસુ થઈ બેઠા કેમ
નહિ ચાલે એમ...લાયક થઈ લાડણી



## મારા ચોકમાં

મારા ચોકમાં કાંઇ ચાંપલીઓ રોપાવીઓ,
તેને ઉજેરતાં રે ભવ જાય, ફૂલડાં વેળાએ માળી લઇ વળયાં.
મેં તો હરખે શું દીકરી મોટાં કર્યાં;
મારો ઉછેરતાં રે ભવ જાય, કામની વેળાએ જમાઈ લઇ વળયાં
મેં તો હરખે શું કુંવરીએ મોટા કર્યાં,
મારો ઉછેરતાંરે ભવ જાય, ચાકરીયું વેળાએ વહુવારૂ લઈ વળ્યાં.

## આંબલીઓ સખી

આંબલીઓ સખી શીળો મોતીડે નિર્મળો,
પાંદડે ઘેરો ગંભીર, ડાળખીએ દીવા બળે

તેને થડ રામચંદ્ર ઉભા જનકપુર સામું જોઇ રહ્યા.
કોઈ અમને જનકપુર દેખાડો સીતાજીને નીરખવા.

કોણ તમારો સગોને સાગવો, કોણ તમારો
માડી જાયો વીર સીતાજીને નીરખવા.

હનુમાન મારો સગોને સાગવો લક્ષ્મણ મારો
માડી જાયો વીર સીતાજીને નીરખવા.

(ઉપર પ્રમાણે વરરાજાને ગાવું.)



# સાગ શીસમના ઢોલીઆ

## તનમનીયાં

સાગ શીસમના ઢોલીયા, અમરા ડમરાના વાણ
અટલસના ઓશિકડાં મશરૂની તળાયું.
પોઢે...ભાઈ પાતળા, ....વહુ ઢોળે છે વાય.
વાય ઢોળે ને વિનવે, સ્વામી સુણો મોરી વાત
જેવાં રે જેઠાણીને તનમનીયાં એવાં અમને ઘડાવો
વીરા રે...ભાઈ વીનવું, અમારા ઘરમાં વઢવેડું
જેવાં રે જેઠાણીને તનમનીયાં એવા અમને ઘડાઓ
સંપત હોય તો ઘડાવીએ નહિ તો સમજીને રહીએ.
નવારે નગરના સોનીડા સામે ઓરડે બેસારો
જેવાંરે જેઠાણીને તનમનીયાં તેથી સવાયાં ઘડાવો.



## પાર્વતીજીનું રૂસણું
### (તલ્લો)

સરસ્વતી માતને ચરણે હું લાગું રે,
ચરણે હું લાગું રે
શુદ્ધ બુદ્ધ માગું રે.
રાજા હિમાચળ કેરી બેટી રે,
તલ્લોને ઘડાવો સ્વામિ ક્રોડનો
નાને વેશે શણગાર સોહીએ ને,
તલ્લો રે સોહીએ કામિની
એક રીંસાઈને દેવી ચાલ્યાં,
હિમ ઘેર ઉતાવળાં.
પાર્વતી આવતાં દેખીને,
એક હરખ્યાં મેના માત.
સાહેલી નાખો બાને ચાકળા,
ધન્ય ધન્ય રે આનંદ
બાર ખાંડ, પોળી ઘૃત ઘોળીને,
દૂધ કઢીયેલ ગાયનાં
ઉઠો પારવતી ભોજન કરો,
કોળીડા વાળો ચાર
આરોગીને બા ઉઠીયાં,
બીડલે બાસઠ પાન
લવંગ સોપારી બાને એળચી,
ધન્ય ધન્ય રે આનંદ.



ઈશ્વરે વેગેશું ભંડારી તેડાવ્યા રે,
ભંડારી તેડાવ્યા રે
જાવને સોનીડાને તેડવા રે
સોનીડા ચાલ ઉતાવળો,

તને ઇશ્વરે દીધાં માન.
તલ્લો ઘડ એક ક્રોડનો,
તને આપશે એ ગામ
મણી માણેક એને તલ્લે જડજે,
ને હીરાનો નહિ પાર
મોતીડે પરોવીઓ એને,
રત્ન જડીયાં ચાર
ઇન્દ્ર ઇન્દ્રાણી એને તલ્લે,
મોહ્યાં ને મોહ્યા શિવ મહાદેવ
ઇશ્વરે વેગેશું નારદ તેડાવ્યા રે,
નારદ તેડાવ્યા રે
જાવને પારવતીને તેડવા રે.
નારદ આવતાં દેખીને એક,
હરખ્યાં પારવતી દેવી
કહોને નારદ કેમ આવ્યા,
હવે શું છે અમારાં કામ?
ઇશ્વર રૂપ રૂડેરા ને,
હું છું શામળી દેહ
કહોને નારદ કેમ આવું,
મારે નિત્ય થાય વઢવેડ
કામણ મોહન જડી બુટ્ટીને,
હું કરૂં એક ઉપાય
ચાલ દેવી ઉતાવળી
તારો વશ કરૂં ભરથાર
પારવતી મંદિરે પધારીયાંને,
મંદિર હુઆ ઉજેશ
તલ્લો પહેર્યો રે કરોડનો,
ગણપતિ કેરી માત.



## લાડડી લગ્ન ઉપર

લાડડી લગન ઉપર લખી કાગળ મોકલે રે,
રાયવર વેલેરો આવ્ય, સુંદર વર વલેરો આવ
તારાં ઘડીયાં લગન રે રાયવર વહી જશે,

તારા આંબાને તોરણુ હું તો નહિ પરણું
ઘડી એક વેલો પરણીશ ઘડીએક મોડા પરણીશ,
અધ ઘડીએ નાળીએરી તોરણુ નીપજે.
'દીકરી દેતું' તું કોણુ, જમાઈ કરતું તું કોણુ
તું તો દિનનો ઉપવાસી તું તો વગડાનો વાસી,
તા રા પ ગ ડા જ્યા ઘા સી,
તારાં ઘડીયાં લગન રે રાયવર વહી જશે.
લાડડી લગન ઉપર લખી કાગળ મોકલે રે,
રાયવર વેલેરો આવ્ય સુંદર વર વલેરો આવ.
તારા...

તારા લાકડાને બાજોઠ હું તો નહિ પરણું
ઘડી એક મોડો પરણીશ, ઘડીએક વ્હેલો પરણીશ
અધ ઘડીએ રૂપાના બાજોઠ નીપજે.
દીકરી દેતું તું કોણુ...

લાડડી લગન ઉપર લખી કાગળ મોકલે
તારી દીકરાની ચોરીએ હું તો નહિ પરણું
ઘડીએક વ્હેલો પરણીશ ઘડીએક મોડો પરણીશ
અધ ઘડીએ ત્રાંબાળુ ચોરી નીપજે
...દીકરી.



# નીંદરડી

રાજા પહેલડા પહોરની નીંદરડી,
નીંદર જાજો રે શ્રી કૃષ્ણની સેજ
નીંદરડી નયણે સોહામણી.

રાણી રૂક્ષ્મણી જગાડે જાગે નહિ,
સુતા જાગો રે સુભદ્રાબાઇના વીર
નીંદરડી નયણે સોહામણી.

તમને શા સુખે આવે સ્વામિ નીંદરડી,
આપણે ઘેર સુભદ્રાબાના વિવા
નીંદરડી નયણે સોહામણી.

તમે ક્યાં રે પીધા રે કસુંબલા,
ક્યાં પીધી રે લીલાગર ભાંગ
નીંદરડી નયણે સોહામણી.

અમે નથી રે પીધા રે કસુંબલા,
નથી પીધી રે લીલાગર ભાંગ
નીંદરડી નયણે સોહામણી.

અમે મથુરાંથી મોડેરા આવીયા,
અમને આવે રે નીંદરડી ઘણેરી
નીંદરડી નયણે સોહામણી.






સાવરે સોનાની મારી પાલખી
જાય છે દરબારૂંને ભેટ, ઘેર...વહુએ ઝઘડો માંડીયો

એના સ્વામી પાલખડી ઘડાવો નિરાંતે આવે નિંદરડી
ઓછાડે ઘુઘરીયું ટંકાવો ધમકારે આવે નિંદરડી
ઓશિકે કેવડાઓ રોપાવો સુગંધે આવે નિંદરડી
પાંગતિયે આંબલીઓ રોપાવો વાહોલીયે આવે નિંદરડી
પછીતે અરીસા જડાવો મોં જોતા આવે નિંદરડી
ચાર પાયે પુતળીયું બેસાડો ગોઠડીયે આવે નિંદરડી
પડખામાં પુત્રને પોઢાડો નિરાંતે આવે નિંદરડી
ઓરડામાંથી બેન બોલીયા, નથી આપણા ગોત્રીજની રીત,
વીર પાછી વાળો પાલખી
આવતા ને જાતા ગોરી લવલવે, નહિં તેડું આઇને બારણે,
નહિ આપું કમખાની કસ અવસર ઘેર આપણે.




મારે તે આંગણુ વૃક્ષ મ્હોર્યું
મેરે જાણ્યું રે રાવ કેવડો
વાઢી તે વ્હેરીને ઘેર જ લાવ્યા,
તેની ઘડાવો રંગિત પાલખી
પાખડીએ પાયા રતન જાવા,
ત્યારે ઢળાવો ભમર ઢોલીયા
ત્યાં કાંઈ અંત્ર પોઢે જંત્ર પોઢે
ભલે રે પોઢ્યાં વસુદેવના
ત્યાં કાંઇ ઉભલાં રાધાજી,
વાહોલીયા ઢોળે, હાથનો વેણુ રંગે રમે.
ત્યાં કાંઇ અંત્ર જાગ્યા, જંત્ર જાગ્યા,
ભલે રે જાગ્યા રે વસુદેવના.
માગ્ય સુવાસણ માગ પનેતાં,
ભલે રે ત્રુઠયા રે વસુદેવના
સાસુ તે સસરાની ભલપ માગું,
દેર જેઠના માગું જોડલા.
દેરાણી જેઠાણીના વાદ માગું,
ચંદ માગું રે મારી નણંદનો.
( એ પ્રમાણે ઘરના ને પણ ગાઇ શકાય )

# હું તો સુતી રે

હું તો સુતી રે મારા રંગરે મોલુમાં,
સુતાંને સપનાં લાગીઆં જીરે
ઉંડાં જળહળ રે મેં તો સપનામાં દીઠાં,
માન સરોવર છલી વળ્યાં જીરે
આંગણે હસ્તી રે મેં તો સપનામાં દીઠા,
કુંભ કળશત્યાં ભર્યા દીઠાં જીરે
આંગણે આંબલો રે મેં તો સ્વપ્નામાં દીઠો,
જાય જાવંત્રી બહુ ફળી જીરે
મોતીના ચોક રે મેં તો સપનામાં દીઠા,
લીલી હરીયાળી ત્યાં બહુ દીઠી જીરે
મેડીએ દીવડો રે મેં તો સપનામાં દીઠો,
કંકુ કેસર કેરા છાટણાં જીરે
સુતા જાગો રે મારી નણદીના વીરા,
સપનાના અરથ ઉકેલજો જીરે
ઉંડા જળહળરે ગોરી મૈયર તમારાં
માન સરોવર સાસરૂં જીરે.
આંગણે હસ્તી રે ગોરી વીરો તમારો.
કુંભ કળશ તારાં કુળનાં જીરે
આંગણે આંબલો રે ગોરી સસરો તમારો,
જાય જાવંત્રી સાસુ તારાં જીરે
મોતીના ચોકરે ગોરી કંથ તમારો,
લીલી હરિયાળી નણંદ તારાં જીરે
મેડીએ દીવડો રે ગોરી કુંવર તમારે,
કંકુ કેસરીઆં વહુવારૂ તારાં જીરે
ઘણું જીવજો રે મારી નણદીના વીરા,
સપનાના અરથ ભલા કર્યા જીરે

## પ્રસંગ ૪. મંડપ

# સોનાની સળીયે

( માંડવા વખતે ગવાતા ગીતો )

સોનાની સળીએ આજે રાજ ! માંડવડા રોપાવો,
કુમકુમને પગલે ઝીણા રાજ ! ચોખલિએ વધાવો... ....સોના

સુણવા એ ગીત રસાળાં ! ઉરની બહુ આતુરતા છે,
માંડવડા મોંઘા મૂલા રાજ ! મોતીડે વધાવો... ...સોના

...ભાઈ રૂપાળા ! એને કંઠે પુષ્પની માળા
શાં મધુરાં ઉર રસાળાં રાજ ! ફૂલડીએ વધાવો.... ...સોના

..........કૂળના હીરા ! સુખ સંપત પામો વીરા,
કૂળ તણા હો દીવા રાજ ! પરણીને પધારો... ...સોના



## સોનાની સળીએ

સોનાની સળીએ માંડવો
રૂપાની વળીએ માંડવો

માંડવડે કોઇ મળ્યા રે મોરાર
છપન કરોડ જાદવ મળ્યા

......ભાઈ......ભાભી ને વીનવે
સ્વામી અમને રાય જગ દેખાડ

રાય જગ હોય રે રળીયામણાં
નાનાથી...ભાઇ પરણાવશું



# સુરત ઘડયાં રે બાજોઠ

સુરત ઘડયા રે બાજોઠ
અમદાવાદ ચીતર્યા રે

બાજોઠે હીરાની હાર પરવાળાની કોર
મોતી કેરા ઝુમખા રે

લાવી ઢાળ્યા માંડવા હેઠ
વેવાયુ ને રઢ લાગી રે

કહોને બાજોઠ કયા થકી આવ્યા
કોણે તમને મોકલ્યા રે

આવ્યા આવ્યા......ગામ મોઝાર
હોંસીલે મામે મોકલ્યા રે

હોંસીલા મારે......બાઇ ના મામા
...ભાઇ એ મોકલ્યા રે



## રક્ષા

[ મંડપ સમક્ષ મિંઢોળ બાંધતી વખતે ]

**વધાવો રાજા રામનો—ઢાળ**

બાંધુ બાંધુ હું વીરને રાખડી,
ઘણું જીવો ઘણું હો વીર
—રક્ષા બાંધુ વ્હાલા વીરને રે.

માત તાતની મંગળ છાંયડી,
સદા શીતળ હોજો શિર—રક્ષા

વાણીમાં વસો દેવી શારદા,
કંઠે કાંઇ કોકિલ સૂર—રક્ષા

આંખડિયે ઓજસ સૂરજ સોમનાં,
કર્ણે કાંઈ ગીત મધુર—રક્ષા

બાહુમાં હો બલ બજરંગના,
કરમાં હો કુબેર ભંડાર—રક્ષા

સેવા હો હૃદયમાં શ્રવણતણી,
વચને હો કૌશલ્યાકુમાર—રક્ષા



બ્રહ્મા વિષ્ણુ ને શંકર સુરપતિ,
સદા રક્ષો વાયુ ને વરૂણ—રક્ષા

અજવાળાં મારાં મારો વિરલો,
અવનીનાં અજવાળાં અરૂણ—રક્ષા

ચંદ્ર પૂરણ મારા ગૃહ ચોકનો,
એનાં આંકુ શાં અંતર મૂલ—રક્ષા

વીર દાદા તણો દિલ દિવડો,
ઘરનાંનો પ્રાણ પ્રફુલ—રક્ષા

# પ્રસંગ ૫ ચાક વધાવાનો

## મેં તો થાળ ભર્યો

**(ચાક વધાવા જતી વખતે ગવાતા ગીતો)**

મેં તો થાળ ભર્યો શગ મોતી એ રે
હું તો વરધ વધાવાને જા'શ
મારે સોના સામો રે સુરજ ઉગીયોરેમેં તો...
બાના દાદા...ભાઈ તમને વીનવું રે
કોડડે ઘેડી પરણવાને જા'શ,
મારે સોના સામો રે સુરજ ઉગીયોરે.

**( એ પ્રમાણે કાકા, મામા, વીરા, વિ. ને ગાઇ ગીત લંબાવી શકાય )**

## ગાગર ઉપર

ગાગર ઉપર બેઠો લીલો હંસ રે
આ હંસ કોણે ઉડાડીયો રે,
કહો હંસ રાજા ક્યાં તમારો વાસ રે
આ કિયાં તમારા બેસણાં રે, ?
કહો હંસ રાજા કેમ કરી જાશો પરદેશ રે
આ કેમ કરી દરીઓ ડોળશો રે ?
આંબા ડાળે છે અમારો વાસ રે
આ સરોવર પાળે બેસણાં રે.
પાંખે ઉડી જાશું પરદેશ રે
આ ચાંચે દરીયો ડહોળશું રે.
ગાગર ઉપર...
કહો...ભાઈ કેમ કરી જાશો પરદેશ રે
આ કેમ કરી લાડણી લાવશો રે.
રૂપીઆની થેલીએ જાશું પરદેશ રે
આ ગરથે લાડણી લાવશું રે.



# પહેલો પહેલો વધાવો

પહેલો પહેલો વધાવો મારે આવીઓ
મેં તો મોકલ્યો મ્હારા દાદાને દરબાર,
મારા દાદાને મોલે દીવા શગ બળે

મારી માતાજીએ મોતીએ વધાવીયા
મારા દાદાજીએ હસી દીધાં માન
મારા દાદાને મોલે દીવા શગ બળે

બીજો બીજો વધાવો મારે આવીઓ
મેં તો મોકલ્યો મારા કાકાને દરબાર
મારા કાકાને મોલે દીવા શગ બળે

મારાં કાકીમાએ ફુલડે વધાવીઓ
મારા કાકાએ હસી દીધાં માન...
મારા કાકાને મોલે દીવા શગ બળે

ત્રીજો ત્રીજો વધાવો મારે આવીઓ
મેં તો મોકલ્યો મારા મામાને દરબાર
મારા મામાને મોલે દીવા શગ બળે

મારી મામીએ કંકુએ વધાવીઓ
મારા મામાએ હસી દીધાં માન...
મારા મામાને મોલે દીવા શગ બળે

ચોથો ચોથો વધાવો મારે આવીઓ
મેં તો મોકલ્યો મારા વીરાને દરબાર
મારા વીરાના મોલે દીવા શગ બળે

મારા ભાભીએ ચોખલીએ વધાવીઓ
મારા વીરાજીએ દીધાં માન...
મારા વીરાને મોલે દીવા શગ બળે



## પ્રસંગ ૬ પ્રભાતીયા

## સુરજ ઉગ્યો રે

સુરજ ઉગ્યો રે કેવડીયાની ફણશે કે વાણુલા ભલે વાયાં રે.

સુતા જાગો રે......વહુના કંથ કે ,,
વીરા લેજો રે દાતણીયાની ઝારી કે ,,

દાતણ કરજો રે તુલસીને ક્યારે કે ,,
મુખ લુંજો રે પામરીયુંને છેડે કે ,,

વીરા લેજો રે શ્રી રામના નામ કે ,,
વીરા દેજો રે ગવરી ગાયુના દાન કે ,,

* આ પછી બીજી રીતે કટાક્ષથી ગવાતું ફટાણું અમોએ રદ કર્યું છે. સં.



## ગોકુળ કનૈયે

ગોકુળ કનૈયે મ્હારાં ગોરસડાં મહી ઘૂમ્યાં રે.
નીકળી વાડી રે સદા રે સોહામણી

સોનલીયાની ખાટે બેસી માતા રે દેવકીજી નાહ્યાં રે,
ચાંદા શીળી રાતે રે કહાનદેવ જનમીઆ.

કહાનદેવ જન્મ્યા ત્યારે વાસુદેવને ફૂળ દીવો રે,
સુભદ્રાબા નો વીરો રે સદા મારે આંગણે.

(ઉપર પ્રમાણે વરરાજાને ગવાય છે)



# શ્રી પ્રભાતે

શ્રી પ્રભાતે શ્રી કૃષ્ણને સમરીએ રે
લેજો લેજો ચારે દેવનાં નામ,
હર નમો નમો નારાયણ રે.

કાશીમાં વિશ્વનાથને સમરીએ રે
દ્વારકામાં રણછોડરાયના રાજ હર નમો...

મેવાડમાં શ્રી નાથજી સમરીએ રે,
સીહોરમાં શ્રી બળદેવજીના રાજ હર નમો...

ચારે જાગીને દેવે શું કર્યું રે,
રાખ્યો એની તપસ્યાનો તો રંગ હર નમો...

(ઉપર પ્રમાણે ચાર વીરને તથા જમાઇને ગવાય છે.)



## અતિ રે આનંદભર્યા

અતિ રે આનંદભર્યા આવો મારે અંગે
શામ સુંદર વર બેઠા છે સંગે.

મુખડા જોયા વિના પાણી ન પીવુ જો,
રસીક સુંદર વર જોઈ જોઈ જીવુ જો.

મુજને ન વારશો મારી રે માડી,
દર્શન કરવા હું જઇશ જ દાડી.

કેતા રે હોય તેને કહેવા રે દેશું,
આપણુ સર્વસ્વ સાંભળી લેશું.

નંદના કુંવર તમે ન કરો વડાઇ,
મોટા થયા ગોપીના માખણ ખાઇ.

નંદના કુંવર તમે મહીના દાણી,
દાણુ માગતાં મારી ચુંદડી તાણી.

નંદના કુંવર તમે બહુ રંગ રસીયા,
અમારે કારણ વ્હાલા વ્રજમાં રે વસીયા.



# શ્રી પ્રભાતના પહોરમાં

શ્રી પ્રભાતનાં પહોરમાં,
માતા કૌશલ્યાએ દાતણ માગીયાં
માગ્યાં એકને બીજલી વાર,
સીતાજીએ શબ્દ ન સાંભળીયો.
સોનાની ઝારી છે હાથ,
મેડીએથી રામચંદ્ર ઉતર્યા,
માતા શેરે અમારલો વાંક
શેરે વાંકે તમે દુબળાં.
મારા નાનેરાં લક્ષ્મણ વીર,
ગંગાને કાંઠે ઘર ચણાવજો.
સ્વામિ શેરે અમારો વાંક,
શાયેરે અવગુણે વન મોકલો ?
ગોરી તમે મ્હારા હૈયા કેરો હાર,
માતા વચન કેમ લોપીયા ?



# ઉઠોને ભોળી

ઉઠોને ભોળી વીંછાળોને ગોળી
મહીડાં વલોવો ઝોટયું તણાં રે
મહીડાં વલોવે......બાની માડી
પહેરણુ પટોળી ઓઢણુ ચુંદડી રે.

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઇ ઘેર જાશો રે (૨)
જે ઘરે પરભાતે પાણી ભરે રે

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઈ ઘેર જાશો રે (૨)
જે ઘરે સાસુ વહુ સોહામણાં રે

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઇ ઘેર જાશો રે (૨)
જે ઘરે બાપ દીકરો લેખાં કરે રે.

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઇ ઘેર જાશો રે (૨)
જે ઘરે પુતર કેરાં પારણા રે

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઇ ઘેર જાશો રે (૨)
જે ઘરે વરધ ઉતાવળી રે.

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઇ ઘેર જાશો રે (૨)
જે ઘરે સમી સાંજે દીવડા રે

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઈ ઘેર જાશો રે (૨)
જે ઘરે સામી ભીંતે સાથીઆ રે

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઈ ઘેર જાશો રે (૨)
જે ઘેર દેર જેઠનાં જોડલાં રે.

લાશ ભણે રે લક્ષ્મી કીયાભાઇ ઘેર જાશો રે (૨)
જે ઘરે દેરાણી જેઠાણીનાં જોડલાં રે.

*લાશ ભણે રે લક્ષ્મી...ભાઈ ઘેર જાશું રે (૨)
એ ઘરે પરભાતે પાણી ભરે.

એ પ્રમાણે દરેક કુટુમ્બીને ભળતું આવે તેમ કહેવું )

*લાશ=ઉધમ



## પ્રસંગ ૭: માતાની સ્થાપના
## મારે ઘેર રાંદલમાની સ્થાપના

મારે ઘેર રાંદલમાની સ્થાપનારે.
જેવી સ્થાપના એવી માની ઓપના રે.—ટેક
હું તો જાઉં રે રાંદલમાના ઘર સુધી રે. મારે ઘેર૦
ભાઇ માળીડા આવ્ય મારા ઘર સુધી રે,
મારે ઘેર રાંદલમાની સ્થાપના રે, જેવી સ્થાપના૦
હું તો જાઉં રે દેવે-દહેરાં પૂજતી રે,
ભાઇ ગજરા લઇને આવજો રે, મારે ઘેર૦
હું તો જાઉં રે ગાંધીડાના ઘર સુધી રે,
ભાઈ ગાંધીડા આવને વ્હેલેરા, મારે ઘેર૦
ભાઈ ગાંધીડા શ્રીફળ લાવજે રે,
મારે ઘેર રાંદલમાની સ્થાપના રે, જેવી સ્થાપના૦
હું તો જાઉં રે દોશીડાના ઘર સુધી રે,
ભાઇ દોશીડા આવજે વ્હેલેરા રે, મારે ઘેર૦
ભાઇ દોશીડા ચુંદડીઓ લાવજો રે,
મારે ઘેર રાંદલમાની સ્થાપના રે, જેવી સ્થાપના૦
મારે ખોળે ચોખા ને ખંભે ગાટડી રે,
હું તો જાઉં રે વેરાઇ કોઇના ઘર સુધી રે, મારે ઘેર૦
માજી પૂરોને મનડાના કોડને રે
મારે ઘેર રાંદલમાની સ્થાપના રે, જેવી સ્થાપના૦

## દડવેથી રાણી

દડવેથી રાણી રાંદલ દડવડ્યાં, ઉતરીયાં વડ હેઠ રાનાદે.
ઉતર્યા...ભાઇને ઓરડે ઘેર મોહાં બોલી નાર રાનાદે.
મીઠડાં બોલે ને મન હરે લળી લળી લાગે છે પાય રાનાદે.
પાય પડામણ વહુને બેટડો અખંડ વીરાજીને મોલ રાનાદે.

## આલાલીલા વાંસની

આલા લીલા વાંસની વેલરે રાનાદે,
ચકર ભમરના પૈરે રાનાદે
લીલુડા બળદડા જોડ્યા રે રાનાદે,
ઉમકીયાળી છુમકીયાળી રાશું રે રાનાદે.
કોઢિયે મારગડા રોકયા રે રાનાદે,
કોઢિયાને કાયા દેતાં જાવ રે રાનાદે.
વાંઝીયે મારગડા રોકયા રે રાનાદે,
વાંઝીયાને પુત્ર દેતાં જાવ રે રાનાદે.
પાંગળે મારગડા રોકયા રે રાનાદે,
પાંગળાને પગ દેતાં જાવ રે રાનાદે.



# કાશીની કળીએ

કાશીની કળીએ ખેતર ખેડ્યાં રાનાદે
વાવી છે જાર જાવંતરી રાનાદે
ઉગી છે ચોળ મજીઠ રાનાદે
તેની રંગાવોને ચુંદડી રાનાદે
હું કેમ ઓઢીશ એકલી રાનાદે
નણુદ સુભદ્રાબાના વાંધા રાનાદે
પાટણથી પટોળાં મગાવો રાનાદે
નણુદ સુભદ્રાબા મનાવો રાનાદે.

( ફેરવીને કન્યાને ગાઇ શકાય. )



## દેરીડે કાંઇ

દેરીડે કાંઇ માંડેલા જાગ, જેઠાણીએ લીધાં રાંદલ રૂસણાં
નહી જાઉં મારા દેરીડાને ઘેર નહિ થાઉં રાંદલમાની ગોરણી,
રાંદલમાને ચઢીયેલ રીંસ કાળે ઘોડે રાંદલમા ચડ્યાં
નાકડીયું કાંઇ નમી નમી જાય મોઢું માણસને મેળે નહિ.
છોરૂડાં કે નહિ મારી માય, પરણ્યો ચાલ્યો બીજી પરણવા.
દેરીડે કાંઇ માંડેલા જાગ જેઠાણી મૂક્યાં રાંદલ રુસણાં
જાઇશ મારા દેરીડાને ઘેર થાઇશ રાંદલ માની ગોરણી
રાંદલમાને ઊતરેલી રીંસ, લીલે ઘોડે રાંદલમા ચડ્યાં
નાકડીયું કાંઇ દીવડીયાની શગ મોઢું માણસને મેળે થયું.
છોરૂડાં કે મારલી માય, પરણ્યો પાદરથી પાછા વળયા.



# લીલા ચણાની

લીલા ચણાની આઇ ચણોઠડીને આઇ ઝાંઝરનો ઝમકાર
માન સરોવર ઝીલવા આંતાં દડવાની દાતર...લીલા.
આંધળે રે આઇ આંધળે કાંઇ રોક્યાં મઢનાં દ્વાર
આંધળાને આંખ્યું દેશે દડવાની દાતાર...લીલા.
વાંઝીયેરે આઇ વાંઝીએ કાંઇ રોક્યાં મઢનાં દ્વાર
વાંઝીયાંને પુત્ર દેશે દડવાની દાતાર...લીલા.
પાંગળે રે આઇ પાંગળે કાંઇ રોક્યા મઢનાં દ્વાર
પાંગળાંને પગ દેશે દડવાની દાતાર...લીલા.



## એકડે છંદે

એકડે છંદે બીજે છંદે આવ્યાં રાણી રાંદલ.
રાંદલમાવડી કહે છે મારે અકોટાના કોડ,
જઈને જગાડો બોલ્યા સોનીડાનો બેટો.

રાંદલમાવડી કહે છે અમને ચુંદડીના કોડ
જઈને જગાડો બોલ્યા દોશીડાનો બેટો...
એકડે છંદે બીજે છંદે

રાંદલમાવડી કહે છે અમને ચૂડલાનો કોડ
જઈને જગાડો બોલ્યા મણિયારીનો બેટો...એકડે છંદે

રાંદલમાવડી કહે છે અમને ઘોડલાના કોડ
જઈને જગાડો બોલ્યા કચ્છીડાનો બેટો...એકડે છંદે.



## પ્રસંગ ૮

**[ ઉકરડી નોતરવા જતાં ]**

## કોણે તારા

**[ પસ ભરે ત્યારે પણ ગવાય છે ]**

કોણે તારા નાળીએરા શણગાર્યા તો કોણે તારો પસ ભર્યો રે.
...ભાઇએ નાળીએરા શણગાર્યા તો....વહુએ પસ ભર્યો રે.
ઝરમર ઝરમર વરસે ઝીણા મેઘ મોતીડા કેરી જાણ પડે રે.
રખમાઈના વર પાલખડી ઘડાવ હીંચોળે આવે નીંદરડી રે.
ઓશિકે કાંઇ નાગર વેલ રોપાવ લ્હેરખડે આવે નીંદરડી રે.
પારણીએ કાંઇ પુતળીઓ બેસાર વાતડીએ આવે નીંદરડી રે.
પડખામાં કાંઈ પુતરડા પધરાવ નીરાંતે આવે નીંદરડી રે.





## હાં હાં રે લીલી દાંડીનો

હાં હાં રે
લીલી દાંડીનો જમરખ દીવડો

હાં હાં રે
રૂમ ઝુમ કરતાં...વહુ રે આવ્યાં

હાં હાં રે
વણુ રે તેડ્યાં ગોરી શીદને આવ્યાં

હાં હાં રે
પાતળીયા પગ ચાંપવા આવ્યાં

હાં હાં રે
શામળીયા મુખ જોવાને આવ્યાં

હાં હાં રે
સેવ સુંવાળી જમવાને આવ્યાં

# પ્રસંગ ૯ ગૃહશાંતિ

## વાલ્મિક ઋષિએ

### (દક્ષયજ્ઞ)

વાલ્મિક ઋષિએ રાયજગ માંડીયો રે,

તેડાવ્યા છે ચારે ને દેવરે, ઋષિએ રાયજગ માંડીયો રે
ઇંદ્રને ઇંદ્રાણી એ નોતર્યાં રે, બ્રહ્માને સાવિત્રીનો સાથ રે
...ઋષિએ

સુરજવર ને રાનાદે એ નોતર્યાં રે ચંદરમાને રોહિણીનો સાથ રે...ઋષિએ
એક ના નોતર્યા ઇશ્વર, ઇશ્વરને પાર્વતીનો સાથ રે...ઋષિએ
વળતાને પારવતી ઓચર્યાં રે, કહો એના સ્વામી મહીયરીએ ને જાઇ રે ?
...ઋષિએ

વણુતેડયાં ને વણુનોતર્યાં રે, વણુતેડયાં નહિ પામો માન રે...ઋષિએ
કંસ છૂટીને વેણુ મોકલી રે, અધ પડી છે પટોળામાં ભાત રે...ઋષિએ
દાદે ના કીધાં મારાં દીકરી રે, માતાએ ના કીધાં મારાં પેટ
...પારવતી મહિયરીએ પધારીયાં રે

વીરે ના કીધી મારી એનડી રે, સૈયરે ના કીધો મારો સાથ...પારવતી
પિતાના યજ્ઞમાં જઇ ઉભાં રહ્યાં રે, રૂદ્ર સ્થાપન નવ દીઠાં ત્યાંય...પારવતી
દક્ષ, જગનમાં બળી મરવા તૈયાર થયાં, ભૃગુ ઋષિએ કીધી છે રક્ષાય
...પારવતી મહિયરીએથી પધારીયાં રે

( એ પ્રમાણે દીકરીને ફેરવીને ગાવું. )



## શોભા શ્રીરામ

બ્રહ્માને આંગણુ પીપળો શોભા શ્રીરામ
તો ત્યાં બંધાય ગવરી ગાયરે શોભા શ્રીરામ
રામચંદ્રે ખીલા ખોડીઆ શોભા શ્રીરામ
સીતાજીએ બાંધી ગાય રે શોભા શ્રીરામ
રામચંદ્રે વાછરૂં છોડીયાં શોભા શ્રીરામ
સીતાજીએ દોહી ગાય રે શોભા શ્રીરામ
રામચંદ્રે ગોરસ મેળીયાં શોભા શ્રીરામ
સીતાજીએ ઘુમ્યાં મહી રે શોભા શ્રીરામ
રામચંદ્રે માખણ ઉતારીયા શોભા શ્રીરામ
સીતાજીએ તાવ્યાં ઘીયરે શોભા શ્રીરામ
રામચંદ્રે જવતલ હોમીયા શોભા શ્રીરામ
સીતાજીએ હોમ્યાં ઘીયરે શોભા શ્રીરામ
તેના ધૂમાડા આકાશ ગયા શોભા શ્રીરામ
તો આકાશના દેવતા સંતોષ્યા શોભા શ્રીરામ
આકાશના દેવતા એમ ભણે શોભા શ્રીરામ
તો આ કુળ કોણે અજવાળયાં રે શોભા શ્રીરામ
દશરથ પુત્ર શ્રી રામચંદ્રે શોભા શ્રીરામ
તો આ કુળ એણે અજવાળયાં રે શોભા શ્રીરામ

(આ પ્રમાણે જે ગૃહશાંતિ અગર યજ્ઞ કરવા બેસે તેને ફેરવીને ગાવું)



# પ્રસંગ ૧૦ જનોઈના ગીતો

## બડવા કાને કડી

બડવા કાને કડી હાથે વીંટી હીરે જડી રે.
બડવો જઈ બેઠો છે. દાદાજીને ખોળે ચડી રે,
દાદા જનોયું દેવરાવો રે અમોને હોંસ ઘણી રે.
અમોને હોંસ ઘણીને અમોને ખાંત ઘણી રે,
બડવો જઈ બેઠો છે. માતાજીને ખોળે ચડી રે.
માતા ભીક્ષા પીરસાવો અમોને હોંસ ઘણી રે,
અમોને હોંસ ઘણી ને અમોને ખાંત ઘણી રે
બડવો જઈ બેઠો છે. કાકાજી ને ખોળે ચડી રે,
કાકા કટમડા તેડાવો અમોને હોંસ ઘણી રે.
અમોને હોંસ ઘણી ને અમોને ખાંત ઘણી રે,
બડવો જઈ બેઠો છે મામાજીને ખોળે ચડી રે.
મામા મોસાળા લઈ આવો અમોને હોંસ ઘણી રે,
અમોને હોંસ ઘણી ને અમોને ખાંત ઘણી રે.
બડવા કાને કડી હાથે વીંટી હીરે જડી રે.



## સાત સુંવાળી

**બડવો દોરે ત્યારે ગાવાનું ગીત :—**

સાત સુંવાળી બડવા પાંચ લાડુડા
ભાતુ બાંધીને બડવો કાશીએ ચાલ્યા બડવા ઉભલા રો ને
તમે રે નાનકડા બડવા ભણવા કેમ જાશો બડવા
ને ઉભલા રહો તો તમારા દાદા મનાવે.
દાદા મનાવી તમોને જનોયું દેવરાવે.
બડવા ઉભલા રહો ને તમે રે નાનકડા. બડવા ભણવા
કેમ જાશો બડવા ઉભલા રહો ને.
ઉભલા રહો તો તમારી માતા મનાવે.
માતા મનાવી તમોને ભીક્ષા પીરસાવી બડવા ઉભલા રહો ને
તમે રે નાનકડા બડવા ભણવા કેમ જાશો બડવા ઉભલા રહો ને
ઉભલા રહો તો તમારા કાકા મનાવે.
કાકા મનાવી તમને કુટુંબી તેડાવે બડવા ઉભલા રહો ને
ઉભલા રહો તો તમારા મામા મનાવે.
મામા મનાવી તમોને મોસાળ લઇ આવે બડવા ઉભલા રહો ને
સાત સુંવાળી બડવા પાંચ લાડુડા ભાતુ બાંધીને
બડવો કાશીએ ચાલ્યો.



# ઉપવીત લઇને

ઉપવીત લઇને રૂડા મંગલ મૂર્તે, ગુરૂના આશ્રમ પ્રત્યે આજે
નાનકડા બડવા સ્નેહે સિધાવો.
ગુરૂની સેવા ભક્તિ સ્નેહે આદરતાં, ચારે વેદોને કંઠે કરજો
—નાનકડા.
ગુરૂને ત્યાં જઇને બડવા જપતપ આદરજો, વેદોની મંગળ વાણી વદજો
—નાનકડા.
આજ્ઞા પાળીને રૂડી નીતિ જળકાવી, શિષ્યોમાં સર્વોત્તમ થઇ ભણજો
—નાનકડા.
કામ ક્રોધાદિ શત્રુ ટાળીને રહેજો, આળસ પ્રમાદ સૌ તજજો
—નાનકડા.
ઉદ્યમી થઇને રૂડા આદર્શ થાજો, ધ્યાન ધર્મ ઉરમાં ધરજો
—નાનકડા.
સુખ વૈભવમાં ઉંચું જ્ઞાન મળે નહિ, જ્ઞાની થવા તપ તપજો
નાનકડા.
બ્રહ્મચારીના સઘળા ગુણ સંપાદિ, ગુરૂના લાડકવાયા બનજો
—નાનકડા.

## ગુરૂકુળમાં કેમ જાશો ?

( ગુરૂકુળમાં જતા બ્રહ્મચારીને માતાનો સંવાદ )

માતા :—ગુરુકુળમાં કેમ જાશો બ્રહ્મચારી,
તમને તમારી માતા રોકશે
બ્રહ્મ :—અમારી માતાની અમે આજ્ઞા લઇને,
પછી ગુરૂની સાથે ચાલશું
જુઠી માયાથી જુદાં હાલશું, પછી વિદ્યામાં વહેલા વાધશું
માતા :—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી,
તમને ત્યાં માતાપિતા નહિ મળે

બ્રહ્મ :—પિતા દયાળુ મ્હારા ગુરૂને જાણું,
માતા ગુરૂપત્નિને ધારશું...જુઠી માયાથી
માતા :—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી,
સઘળી સામગ્રી ત્યાં તો ના મળે
બ્રહ્મ :—ત્રણ ભુવનનું રાજ મારી ઝોળીમાં જાણું,
તેમાંથી જોતું જોતું કાઢશું....જુઠી માયાથી
માતા :—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી,
મીઠાં ભોજન ત્યાં નહિ મળે
બ્રહ્મ :—મીઠાં ભોજનીયાં માડી, અમને નો ભાવે,
મીઠી ગુરૂની શિક્ષા માનશું...જુઠી.
માતા :—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી,
ખોળે બેસાડી કોણ ખેલશે.
બ્રહ્મ :—માતાને ખોળે બેસી ખેલ્યા બહુ ખાંતે
હવે ઇશ્વરને ખોળે ખેલશું...જુઠી
માતા :—ગુરૂકુળમાં કેમ જાશો બ્રહ્મચારી,
તડકો ટાઢડીયું કેમ વેઠશો
બ્રહ્મ:—તડકો નહિ લાગે માતા તપનું બળ ભારે
તપરૂપી ઢાલે ટાઢું ખાળશું...જુઠી.
માતા :—ગુરૂકુળમાં ભલે જાઓ બ્રહ્મચારી,
માતાની કુંખલડી દીપાવશો
બ્રહ્મ :—માતા ઓ વ્હાલી માતા ચરણે નમું હું,
તમ આશિષ શિર ધારશું...જુઠી.



## પ્રસંગ ૧૧

### જાન જતી વખતે ગાવાનાં ગીત

## ઘ્રુબ પડે રંગ મહોલમાં

ઘ્રુબ પડે રંગ મોલમાં રે
પડેરે નગારાંની ઝાંઝ ભમર તારી જાનમાં રે
દાદા વિના કેમ ચાલશે રે,
દાદા...ભાઈ સાથ ભમર તારી જાનમાં રે
માતા વિના કેમ ચાલશે રે;
માતા...બાઇ સાથ ભમર તારી જાનમાં રે

[ એ પ્રમાણે કુટુંબને કહેવું ]

## નવાનગરના નેજા

લીલી નાઘેરના નેજા ફરકયાં, પાણી વળાવો સઘળી સીમનાં
નાકાં વળાવો નાગર વેલના કયારા રોપાવો કમળ ફુલનાં
કોણ તારો દાદો ને, કોણ તારી માતા,
ફીયાભાઈ પરણે હેમર હાથણી,
......ભાઈ દાદાને......બાઇ માતા,
......ભાઈ પરણે હેમર હાથણી,—નવાનગરના નેજા.

[ એ પ્રમાણે કાકા, મામા, બાંધવ વિ. ને ગાવું ]



# મોર તારી

મોર તારી સોનલાની ચાંચ
મોર તારી રૂપલાની પાંખ
સોનલાની ચાંચે મોરલો મોતી ચરવા જાય
મોર જાજે ઉગમણે દેશ
મોર જાજે આથમણે દેશ
વળતાં જાજે રે વેવાઇને માંડવે હો રાજ
......વેવાઇ સુતાં છો કે જાગ...વેવાઇ સુતાં છો કે જાગ
......ભાઈ વરરાજે સીમડી ઘેરી માણારાજ
સીમડીયે કાંઇ ચમરો ઢોળાવ
સીમડીયે કાંઇ ચમરો ઢોળાવ
ચમરાના હોંશી વીરા મારા આવ્યા માણારાજ
......વેવાણ સુતા છો કે જાગ...વેવાણ સુતા છો કે જાગ
......ભાઇ વરરાજે ગોંદરો ઘેર્યો માણારાજ
ગોંદરે કાંઇ ફુલડીયાં પથરાવ
ગોંદરે કાંઈ ફુલડીયાં પથરાવ
ફુલડીયાંનો હોંશી વીરા મારા આવ્યા માણારાજ
......વેવાઈ સુતાં છો કે જાગ...વેવાઈ સુતાં છો કે જાગ
......વરરાજે શેરીયો ઘેરી માણારાજ
શેરીયે કાંઇ પાણીડાં છંટાવ
શેરીયે કાંઇ પાણીડાં છંટાવ
ઠંડાઇનો હોંશી વીરા મારા આવ્યા માણારાજ
......વેવાણ સુતાં છો કે જાગ...વેવાણ સુતાં છો કે જાગ
.......વરરાજે માંડવો ઘેર્યો માણારાજ
માંડવડે કાંઇ પોંખવાને આવ્ય
માંડવડે કાંઇ પોંખવાને આવ્ય
પરણવાનાં હોંશી વીરા મારા આવ્યા માણારાજ

# ઝીણી તે ઝીણી

ઝીણી તે ઝીણી સમદરીયાની રેલ
તેને સમદરીએ મોતી નીપજે.
મોતી તે લાધ્યું...ભાઇ વર હાથ
ઘેરે આવી જઘડો માંડીઓ
દાદા તે મોરા લેરખડી પરણાવ
પાતલડી પરણ્યાની મુજને હોંશ ઘણી
લીલી તે ઘોડી પાતળીઓ અસ્વાર
આવો ને પરણાવું મારા મોભીને
ઘોડલો તે બાંધ્યો ઘોડાની ઘોડાર
ચાબખડો વળગાડ્યો વડની વડવાયે
અવળી સવળી......ગામની બજાર
વેવાઈની બેટી મોતીડે રમે
એ મોતી લાધ્યુ વરરાજાને હાથ
ઘેર આવીને જઘડો માંડીઓ. ઝીણી.



## જાદવ કુળના હાથી

જાદવ કુળના હાથી
હાથીડાને લાલ અંબાડી હો રાજ

હાથીડાએ બેસી જાદવ કુળના
કુંવર ચાલ્યા પરણવા હો રાજ

ખોળામાં બેસારી
વરના દાદા મનાવે હો રાજ

અવળાઈ ન કરશો
કુંવર દેશ ધુતારો હો રાજ

દેશ ધુતારો દાદા
પ્રજા છે પોતાની હો રાજ



પ્રજા છે પોતાની કુંવર
માંડવો વેવાઈનો હો રાજ

માંડવો વેવાઈનો દાદા
લાડડી મારી પોતાની હો રાજ

# પ્રસંગ ૧૨ : સામૈયુ

## જનરખને માંડવે

[ સામૈયા વખતે ગવાતા ગીતો ]

સરસ્વતી માતને વિનવું ગણપત લાગુ છું પાય
રાજા જનરખને માંડવે
આવી રૂડી દશરથની જાન
રાજા જનરખને માંડવે.
દુધે ભરી તલાવડી મોતીડે બાંધી છે પાળ
રાજા જનરખને માંડવે.
જાનને સામૈયા શોભતા વરરાજાને પડઘમ નિશાન
રાજા જનરખને માંડવે.
જાનને ઉતારા ઓરડા વરરાજાને મેડીના મોલ
રાજા જનરખને માંડવે.

( એ પ્રમાણે દાતણ નાવણ જમણ પોઢણ ઇત્યાદિ વધારીને લંબાવી શકાય છે. )



## હૈયા હેત ભર્યા રે

હૈયાં હેત ભર્યા રે સાગર ઉલટયા રે
આજ રાત ખીલી રળીયાત
મારે ચાંદલીયો ઉગ્યો રે રૂડો ચોકમાં

હું તો છાબ ભરીને પ્રેમ મોતીડે
મોહન વર વધાવવાને જઇશ...મારે

હું તો હરખી હરખીને જોઇશ મુખડું,
વારી વારી હું મીઠડા લઇશ...મારે

સાથે તારલીઆ લાવ્યા સાજન શોભતા,
ડોલે ડોલરીઆ દિગપાળ...મારે

મોટા રે ઘરની જાનું આવીયું
આપીશ ઉતારા મંદિર માળ...મારે





# ચિતળા લંકીનો વર

ચિતળા લંકીનો વર ઉતર્યા વાડીએ રે
હું તો શેનલે મશે જોવા જાઇશ રે
સંધેડે ઉતાર્યો રાનો ઢોલીઓ

હું તો હાથમાં લઇશ ફુલ છાબડી રે
હું તો માળીડા મશે જોવા જાઇશ રે
સંધેડે ઉતાર્યો રાનો ઢોલીઓ રે

હું તો હાથમાં લઇશ સોના ગેડીઓ રે
હું તો ગોવાળી મશે જોવા જાઇશ રે
સંધેડે ઉતાર્યો રાનો ઢોલીઓ રે

હું તો હાથમાં લઇશ રૂપા બેડલું રે
હું તો પનિહારી મશે જોવા જાઇશ રે
સંધેડે ઉતાર્યો રાનો ઢોલીઓ રે

હું તો હાથમાં લઇશ સોના દીવડો રે
હું તો અજવાળા મશે જોવા જાઇશ રે
સંધેડે ઉતાર્યો રાનો ઢોલીઓ રે

卐



## ઉંચા ઉંચા રે દાદે

ઉંચા ઉંચા રે દાદે ગઢડા ચણાવ્યા,
તે પે ઉંચેરા ગઢના કાંગરા.

કાંગરે ચડીને બેની......બા બોલે,
કેટલેક આવે વર રાજીઆ.

પાંચશે પાળા રે દાદા છસે ચડીઆતા,
ઘોડાની ઘૂમણ વરરાજીઆ.

શાં શાં સામૈયાં દાદા વરના જાનૈયા,
શાં શાં સામૈયાં વર રાજીઆ.

ઢોલ શરણાયું ઘેડી વરના જાનૈયા,
નગારાં જોડય વર રાજીઆ.

શા શા ઉતારા દાદા વરના જાનૈયા,
શા શા ઉતારા વર રાજીઆ.

ઓરણ ઓસરીયું ઘેડી વરના જાનૈયા,
મેડીના મહેલ વરરાજીઆ.



# ઉંચા ઉંચા રે

ઉંચા ઉંચા તે દાદે ગઢડા ચણાવ્યા
તેથી ઉંચેરા ગઢના કાંગરા

કાંગરે ચડીને એની......બા જુએ
અમે રે ગોરાને રાયવર શામળાં

કાંગરે ચડીને એની......બા પુછે
દાદાજી વર કેમ શામળાં ?

છેટેથી આવ્યા ઘેડી રજે ભરાણાં
રજના ભરેલા રાયવર શામળાં

એના તે ઓરતા ન કરશો રે ઘેડી
દ્વારકામાં રણછોડરાય શામળાં

એના તે ઓરતા ન કરશો રે બેટી
કાશીમાં શંકર શામળાં



## અમ ઘેર સાજનીયાં

અમ ઘેર સાજનીયા ભલે આવ્યા રે (૨)
સાજનીયાને ઉતારા ઓરડા દેવરાવોરે (૨)
ઉતારા ઓરડા લઈ સાજનીયા,
ચમરબંધી સેજ પલંગી,
માણેક ઉપર મોતી જડીયાં;
એ મોતીના મૂલ ઘણેરાં,
અમ ઘેર સાજનીઆ ભલે આવ્યા રે.

( એ પ્રમાણે દાતણ, નાવણ, ભોજન મુખવાસ અને પોઢણ ગાઇ શકાય. )

## મારો માન સરીખો

મારો માન સરીખો માંડવો
તમારી જોવા સરીખી જાન
પધારો શેઠીયા
તમોને કોણસ તેડાં મોકલે
તમોને કોણસ દેશે માન
પધારો શેઠીયા

તમોને......ભાઇ તેડા મોકલે
તમને...ભાઇ દેશે માન
પધારો શેઠીયા

(એ રીતે જુદાં જુદાં નામો સુધી ગીત લંબાવાય)



# પ્રસંગ ૧૩ પ્રકીર્ણ

કેટલીક જ્ઞાતિઓમાં વર સીધો તોરણુ નહિં જતાં જાની વાસે જાય છે અને વરઘોડો ચડે તે પહેલાના કાર્યક્રમના આ વિભાગમાં જુદાં જુદાં પ્રસંગોના ગીતો પ્રકટ કર્યા છે.

## વાંકીચુંકી આંબલીયાની

(દાતણુનું ગીત)

વાંકીચુંકી આંબલીયાની ડાળ
કાંઇ સરોવરીયાની પાળ
વરરાજા બેઠાં દાતણુ કરે

નવલા વેવાઇ લળી લળી જુએ
ચતુરાઇની રહુ લાગીયું
વરરાજા બેઠાં દાતણુ કરે

વરની દેખી ચતુરાઇ
વર તો પાંચમાં પુછાય
કન્યા પરણાવો કાચ પુતળી



## જમો જમો વરરાજા

(કલવાનું ગીત)

જમો જમો વરરાજા કલવો રે
સાસુજીનો રાંધેલ કલવો રે
જમો જમો...

સાસુજી પીરસે કલવો રે
દુધડીએ રાંધેલ કલવો રે
જમો જમો...

ખોબલે સાકર પીરસે રે
તાંબડીની ધારે ઘી પીરસે રે
જમો જમો...

જમો જમો જમાઇરાજ કલવો રે
સાસુજીનો રાંધેલ કલવો રે
જમો જમો...

(ચોરી પ્રસંગે કલવો પીરસાય ત્યારે પણ ગવાય છે.)



## પીઠી ચોળે રે

(પીઠીનું ગીત)

પીઠી ચોળે રે પીતરાણી
પહેલાં પીઠી ચોળે વરના ભાભી
હાથ પગ ચોળે વરના મામી
ગીત મંગળ ગાય રે વરના બેની
મુખડાં નિહાળે રે વરના માડી
પીઠી ચોળે રે પીતરાણી

## કાંઇ જાંબુ વરણી કોયલ રે

### (નાવણનું ગીત)

કાંઇ જાંબુ વરણી કોયલ રે
કાંઇ બેઠી આંબા ડાળે
આંબે ફળ ઘણાં રે
કાંઇ પેલા તે સુહાગણુ રે
કાંઇ વરરાજાની બહેની રે
કંકુ ઘોળી રહ્યાં રે
કાંઇ બીજા તે પનોતા રે
કાંઇ વરરાજાના ભાભી રે
નાવણ નવરાવી રહ્યાં રે
કાંઇ ત્રીજા તે પીતરાણી રે
કાંઇ વરરાજાની કાકી રે
મંગલ ગીત ગાઇ રહ્યાં રે
કાંઇ ચોથા તે સુવાસણુ રે
કાંઇ વરરાજાની માડી રે
મુખડાં નિહાળી રહ્યા રે



## ચાંદલીયો ઉગ્યો ને

[ મોસાળું ભરે ત્યારે ]

ચાંદલીઓ ઉગ્યો ને હરણ્યું આથમી રે
વીરા ક્યાં લગી જોઉં તમારી વાટ રે મોસાળા વેળા વહી જશે
એની પાટણ શે'ર ગ્યોતો પટોળાં વ્હોરવા રે
એની પાટણ શે'રમાં પડીતી હડતાળ રે અમદાવાદ ગ્યો તો વ્હોરવા
ચાંદલીઓ...

એની સુરત શે'ર ગ્યોતો સોના વ્હોરવા રે
એની સુરત શે'રમાં પડીતી હડતાળ રે મુંબઇ શે'ર ગ્યોતો વ્હોરવા
ચાંદલીઓ...

એની ચિતળ શે'ર ગ્યોતો ચુંદડી વ્હોરવા રે
એની ચિતળ શે'રમાં પડીતી હડતાળ રે નગર શે'ર ગ્યોતો વ્હોરવા
ચાંદલીઓ...



## મારી સો રે સવાસોની

(છાબ ભરે ત્યારે)

મારી સો રે સવાસોની ચુંદડી રે
મારી ચુંદડીનો રંગ રાતો હો લાડડી
ઓઢોને સાહેબજાદી ચુંદડી રે
હું તો કેમરે ઓઢું રે રાયવર ચુંદડી રે
મારા દાદાજી દેખે માતાજી દેખે
કેમરે ઓઢું રે રાયવર ચુંદડી
તમારા દાદાના તેડયાં અમે આવીયારે
તમારી માતાના મન મોહ્યાં, હો લાડડી
ઓઢો ને સાહેબજાદી ચુંદડી રે

(એ પ્રમાણે કાકા, મામા વીરા વિ. ને ગાવું)



# મોટા મોટા મંડપ

## (છાબ વખતે ગાવાનું ગીત)

મોટા મોટા મંડપ રોપાવ્યા રે
મેં કોડે પગરણુ આદર્યા ને
મંડપમાં કાંઈ જાજમો પથરાવો રે
મેં કોડે પગરણુ આદર્યા ને
જાજમ ઉપર ગલેચા પથરાવો રે
મેં કોડે પગરણુ આદર્યા ને
ગલેચા ઉપર બાજોઠ ઢળાવો રે
મેં કોડે પગરણુ આદર્યા ને
બાજોઠ ઉપર કંકાવટી મેલાવો રે
મેં કોડે પગરણુ આદર્યા ને
આશાપુરના જોશીને બોલાવો રે
મેં કોડે પગરણુ આદર્યા ને
...વેવાઈ છાબ લઈને આવો રે
મેં કોડે પગરણુ આદર્યા ને
એની આની છાબને વધાવો રે
મેં કોડે પગરણુ આદર્યા ને
છાબમાં શ્રીફળ પધરાવો રે
મેં કોડે પગરણુ આદર્યા ને



## પ્રસંગ ૧૪

### (વરઘોડા વખતના ગીતો)

### શુકન જોઇ ઘોડે ચડો રે

શુકન જોઈ ઘોડે ચડો રે...ભાઈ, શુકન દીવો હોય રે વરરાજા
શુકને સોનીડો મળ્યો રે વરરાજા, ઝુમણા વસાવી ઘેર આવો રે વરરાજા
શુકને કસુંબી મળ્યો રે....ભાઇ, ચુંદડી વસાવી ઘેર આવો રે વરરાજા
શુકને મણીયારી મળ્યો રે...ભાઇ, ચુડલો વસાવી ઘેર આવો રે વરરાજા
શુકને માળીડો મળ્યો રે ભાઇ, છાબડી વસાવી ઘેર આવો રે વરરાજા
શુકન જોઇ ઘોડે ચડો રે...ભાઇ, શુકન દીવો હોય રે વરરાજા

### કેસરીયા ચડો વર ઘોડે

કેસરીઆ ચડો વરઘોડે, ચડો વરઘોડે ને લાલ અંબોડે...કેસરીયા
વારણાં લઉં તારા માથાને મોળયે ...કેસરીઆ
ધન્ય તારા દાદા ફુલેકાંમાં મ્હાલે.
ધન્ય તારી માતા મોડ બાંધી આવે ...કેસરીઆ
ધન્ય તારા કાકા કુટુમ્બી તેડાવે.
ધન્ય તારા મામા મોસાળાં લઇ આવે ...કેસરીઆ
ધન્ય તારા વીરા સાજનીયાં તેડાવે.
ધન્ય તારી બેની લુણ ઉતારે ...કેસરીઆ

卐



# ચંચળ ઘોડી

ચંચળ ઘોડી ચાલંતી મથુરાથી મંગાવી
લાડડી પુછે વરરાજીયા
ઘોડી ક્યાંથી મંગાવી ?

અમારા દાદાજીના રાજમાં
સોદાગર ભેટ લઈ આવ્યો
અમને એસી દેખાડો
હું જોઉં ચતુરાઈ
રાજા રામ દુહાઇ
એ એનીનો ભાઈ
સાસુનો જમાઇ
વાગે ઢોલ શરણાઇ
જોવા મળ્યા લોકાઇ

એસી દેખાડો વર રાજીયા
ચંચળ ઘોડી



# નાણાવટી રે

નાણાવટી રે સાજન ઉભુ માંડવે

મારે......ભાઈના દાદા
જાણે ભરી સભાના રાજા
નાણાવટી રે સાજન ઉભુ માંડવે

મારે.........ભાઇના કાકા
એતો મશરૂ કેરાં તાકા
નાણાવટી રે સાજન ઉભુ માંડવે

મારે......ભાઇના વીરા
એ તો હાર માયલા હીરા
નાણાવટી રે સાજન ઉભું માંડવે

મારે.........ભાઇની માડી
એ તો ફુલડીયાની વાડી
નાણાવટી રે સાજન ઉભુ માંડવે

મારે.........ભાઇની બેની
જાણે લીલુડા વનની વેલી
નાણાવટી રે સાજન ઉભુ માંડવે



# અનિરૂદ્ધજીની ઘોડલી

ઘોડી અંત્રિક્ષ ભૂવનથી ઉતરી, એને પૂજીએ કુમકુમ ફૂલ
ચંચળ ચાલે ચાલંતી, એનાં કોઇ ન કરી શકે મૂલ
અનિરૂદ્ધજીની ઘોડલી

મોરડે મોતી જડયાં, જેનાં હિરા જડિત્ર પલાણ
રત્ન જડિત્ર જેનાં પેગડા, એના વેદ કરે છે વખાણ અનિ૦

અંગ જેનું અવનવું, ઝળકે તે ઝાકઝમાળ
ઝબકતી જેમ વીજળી, તેને કંઠે ઘુઘરમાળ અનિ૦

દેવ દાનવને માનવી રે જોઇ હરખ્યા તે સુંદર શ્યામ
થનક થનક ઘોડી નાચતી, એનાં પંચ કલ્યાણી છે નામ અનિ૦

રૂપવંચી ઘોડી ઉપરે રે, અનિરુદ્ધ થયા અસ્વાર,
પાનનાં આપ્યાં બીડલાં, ઉપર શ્રીફળ ફોફળ ચાર અનિ૦

હીંડે તે હળવે હાથણી રે, ઉલટ અંગ ન માય,
સુરનર મુનીજન જાયે વારણે, આગળ ઇંદ્રિ રહ્યા છડીદાર અનિ૦

સનકાદિક શિર છત્ર ધરે રે, નારદ વીણા વાય,
ચંદ્ર સુરજ બેઉ પેગડે, આગળ વેદ ભણે બ્રહ્માય અનિ૦



卐

બત્રીસ વાજાં વાગતા રે, નગરને પરદેશ,
સર્વે જન જોવા મળયાં, સરવા શોણીતપૂરને દેશ અનિ૦
રાયે નગર શોભાવીયું રે શોહરાવી છે વાટ,
ધજા પતાકા ફરફરે, સોહરાવ્યાં શોણીતપૂરનાં હાટ અનિ૦
દેવ સર્વે ત્યાં આવીઆ રે, જશ બોલે બંદીજન
જાચક કરે બહુ જાચના, જેને હરિ ટાળે નિર્ધન અનિ૦
રામણ દીવો કર રૂક્ષમણી રે, લુણ ઉતારે બેની ધીર,
ગાન કરે છે અપ્સરા, ત્યાં તો જોવા ફરિછે જદુવીર અનિ૦
એવી શોભાયે વર આવીયા રે તો પણ ખોટી થાય વરરાય,
સાળી છાંટે છાંટણાં, મળી માનુની મંગળ ગાય અનિ૦
ધૂંસળ મૂંસળ રવૈયો ને, સરિયો સંપૂટ ત્રાક,
ઈંડી પીંડી ને ઉતારીયાં, વરનું તિલક કરી તાણ્યું નાક અનિ૦
નાચે અપ્સરા ઇન્દ્રની રે. નારદ તુમ્બુર વાય,
મધુરી વીણા વાજતી, એવો આનંદ ઓચ્છવ થાય અનિ૦
પોંખયા આવી પ્રેમદા રે, માથે મેલી તે મોડ,
રામણ દીવો ઝળહળે, રૂક્ષમણીએ પહેર્યો મોડ અનિ૦
ગળે ઘાટ ઘાલી તાણીયાં રે, આવ્યાં માહ્યરા માંય
આડા સંપૂટ દેવરાવીયા, હવે વરત્યો છે જયજયકાર અનિ૦
ઘોડા ગાય શિખે તે સાંભળે રે, તેને ગંગા કેરૂં સ્નાન
વાંઝીયા પામે પુત્ર ને, નિરધનિયાં પામે ધન અનિ૦



## રાયવર પાન ચાવે ને

રાયવર પાન ચાવે ને રસ ઢોળે.
જાણે મારા પિતા સાથે આવે;
જાણે મારા સસરાનો રંગ રાખે.—રાયવર૦

જાણે મારી માતા સાથે આવે;
જાણે મારા સાસુનો રંગ રાખે.—રાયવર૦

જાણે મારા વીરા સાથે આવે;
જાણે મારા સાળાનો રંગ રાખે.—રાયવર૦

જાણે મારી બેની સાથે આવે;
જાણે મારી સાળીનો રંગ રાખે.—રાયવર૦

જાણે મારી ભાભી સાથે આવે.
જાણે સાળાવેલી તણો રંગ રાખે.—રાયવર૦

જાણે મારા કાકા સાથે આવે;
જાણે મારા કાકાજીનો રંગ રાખે,—રાયવર૦

જાણે મારી કાકી સાથે આવે;
જાણે મારી કાકીજીનો રંગ રાખે.—રાયવર૦

આપણાં લગ્નગીતો



# પ્રસંગ ૧૫

## પોંખણાં વખતના ગીતો

## શેરીયે શેરીયે

શેરીએ શેરીએ ઘુઘરડા વાગે છે
કોઇ ઉમરાવજાદો આવે છે.

કોઈ જાણુ કરો પિછાન કરો
પેલાં નવલા વેવાઇને જાણુ કરો
પેલાં કોડીલા વેવાઇને જાણુ કરો.

તું મોકલ્ય વેવાઇ વાટકડો
તારે તોરણુ આવ્યો લાડકડો.

તું મોકલ્ય વેવાણુ કંકાવટી
તારે બારણે આવ્યો નાણાવટી

તું મોકલ્ય વેવાઇ સોપારી
તારે તોરણુ આવ્યો વેપારી.

તું મોકલ્ય વેવાણુ જળઝારી
તારે માંડવ આવ્યો વેપારી.

આવ્યો આવ્યો વાસુદેવનો નંદ
પૂનમ કેરો ચંદ
દીવા કેરી શગ
દિવા કેરી વરધ
તારે તોરણીએ અજવાળાં રે.



## રોકયો કેમ રહેશે

રોકયો કેમ રહેશે રે, નાણાનો બળિયો વર તો
રોકયો કેમ રહેશે

ગરથે આગળીયો વર તો રોકયો કેમ રહેશે.
પિયરનો પખતો વર તો રોકયો કેમ રહેશે રે
મોસાળે મોંઘો વર તો રોકયો કેમ રહેશે રે.
ભાયું નો બેલી વર તો રોકયો કેમ રહેશે રે
બેનડીનો વીરો વર તો રોકયો કેમ રહેશે રે.
ગરવો ગરાશિયો વર તો રોકયો કેમ રહેશે રે
નાણાનો બળિયો વર તો રોકયો કેમ રહેશે રે



## સીતાને તોરણ

સીતાને તોરણ રામ પધાર્યા, લે રે પનોતી પહેલું પોંખણું.
રવાયે એ વર પોંખે પનોતી, રવાયો ગોરસ સોહામણો...સીતાને
ધોંસરીએ એ વર પોંખે પનોતી, ધોંસરૂં ધોરી સોહામણું...સીતાને
તરાકે એ વર પોંખે પનોતી, તરાક રેંટીયો સોહામણો...સીતાને
પીંડીએ એ વર પોંખે પનોતી, પીંડીયાં હાથ સોહામણા...સીતાને

(એ પ્રમાણે ચાર પોંખણાં ગાવાં.)



# બાણુ તે સુરનો માંડવો

બાણુ તે સૂરનો માંડવો ને, જાદવ કુળની છે જાન
અનિરૂધ્ધે જાનું જોડાવીયું રે, જાદવ છપન કરોડ
જાનુને સામૈયાં શોભતા રે, સાળી સામૈયા લાવ.
અનિરૂદ્ધ તોરણુ આવીયા રે, જાણે પ્રગટયા છે ભાણુ.
ભાણુ સરિખા ઉભા રહ્યા રે, કહો ને કોણુ સ્વરૂપ.
મુખમાંથી નારદ બોલીયા રે, ચાલો થાય છે અસૂર.
સાસુ આવ્યાં જમાઈ પોંખવા રે, હૈડે હરખ ન માય
પહેરણુ પટોળાં ઓઢણુ ચુંદડી રે, મસ્તક ઝળકે છે મોડ.
ડાબા તે હાથમાં દીવડો રે, જમણા હાથમાં થાળ.
થાળ ભર્યો શગ મોતીએ રે, ઉપર શ્રીફળ ચાર.
ઈંઢી પીંડીના ઉવારણા રે, સરીયો સંપટીયાં ચાર.
નાક તાણ્યાં છે વરતણાં રે, હસીઓ સઘળો તે સાથ
સંપટીયા ચાંપી વર પધરાવીયા રે, કહો ને કોણુ સ્વરૂપ.

પહેલું મંગળ માયરામાં વરત્યું રે, બીજું મંગળ માયરામાં વરત્યું રે
ત્રીજે મંગળ ગ્રહી રહ્યા હાથ રે, ચોથે મંગળ પરણ્યા અનિરૂદ્ધ રે



# પ્રસંગ ૧૬ : માયરાના ગીતો

## આની કોરે ગંગા રે

(હસ્ત મેળાપ વખતે ગવાતું ગીત)

આની કોરે ગંગા રે, આની કોરે જમના રે,
વચમાં સરસ્વતિ માતા નદી વ્હે છે
સોનલા ઘડુલો રે, રૂપલા હિંઢોણી રે,
સીતાવેલ પાણી સંચર્યાં
સીંચણીઉં ન પહોંચે રે, ઘડુલો ન બૂડે રે,
કૂવાને કાંઠે ઉભાં રહ્યાં
સોનલાની ગેડી રે, રૂપલા દડુલો રે,
રામચંદ્ર રમવાને નિકળ્યા
રામ—કોણ રાયની બેટી રે, કોણ તારૂં નામ રે,
પરણી રે છોકે કુંવારડી?
સીતા—જનકની બેટી રે, સીતા મારૂં નામ રે,
હજી રે છું બાલ કુંવારડી.
સીતા—કોણ રાયનો બેટો રે, કોણ તારૂં નામ રે
કઇ રે નગરીનો ગરાસીઓ?
રામ—દશરથનો બેટો રે, રામચંદ્ર નામ રે
અયોધ્યા નગરીનો હું રાજીઓ
સીતા—પાનનાં બીડાં રે, સાત સોપારી રે,
લગ્ન નિરધારી વહેલા આવજો.

ટીપઃ—'રામ' અને 'સીતા'ની જગ્યાએ પરણનાર વર-કન્યાનું નામ ગવાય.






દુધે તે ભરી રે તલાવડી, મોતીડે બાંધી પાળ
માધવ ધુવે ધોતિયાં, રૂખમણી પાણી જાય.

રૂક્ષમણી–હળવેથી ધોજો માધવ ધોતિયાં, ભિંજાશે અમારાં ચીર;
અમ ઘેર દાદોજી રિસાળવા, માતાજી દેશે ગાળ.

માધવ–નહિ તારો દાદોજી રિસાળવા, નહિ દીએ માતાજી ગાળ
આપણ બેઉ મળી પરણશું, વૈશાખ મહિના માંહ્ય

માધવપુરનો માંડવો–આવી, જાદવ કૂળની જાન;
ધન્ય ! ધન્ય ! રાણી રૂક્ષમણી, જેને પરણ્યા શ્રી ભગવાન.

ટીપ :–'દાદોજી' અને 'માતાજી'ની જગ્યાએ–કાકોજી, કાકીજી. મામોજી. મામીજી, નિરાજી, ભાભીજી. એમ ચાર વખત ગવાય, અને શ્રી માધવ રૂક્ષમણીજીની જગ્યાએ વર–કન્યાનું નામ આવે. માંડવો અને જાન જે ગામનાં હોય તે બોલાય.




મીઠી માધવની મોરલી, મીઠી મહેરામણ રેલ
મીઠા મહિયરના માંડવે, મીઠી મીઠી અમારી વેલ

અમૃત મીઠી સુંદરી, મીઠાં સુંદરી કેરા સૂર
મીઠી મનોહર માલતી મોંઘા સુંદરી કેરા નૂર

ચંદ્ર વિનાની વિભાવરી, તેમ સુંદરી વીણ સંસાર
મોટા રે ઘરના મોડરી જુઓ કુદરતનો વ્યાપાર

દેવ ઉતરતા આંગણે જ્યાં સુંદરીના સન્માન
રમણી છે રત્ન વસુંધરા થાજો ઝવેરીઓ સુજાણ

ઘર તમારૂં સોહાવશે તેના રચશે નંદનવન મહેલ
એવી ચતુર કળાવતી નારી છે નાગરવેલ

મીઠી છે મોહન દાડમી, મીઠી આંબલીયાની ડાળ
મીઠી હૈયાની વીરડી મીઠી માધવી વન વરમાળ

## કેવડો જગ જેવડો

કેવડો જગ જેવડો, કેવડો રાજા રામનો
કેવડો શ્રી ભગવાનનો
મારા નવલા વેવાઇ જાગોને.

અમને ગલેચા પથરાવો રે
અમારૂં જાદવ કૂળ સર્વે આવીયું.

આવી બેસશે માંડવાની હેઠ રે
મારા નવલા વેવાઇ તમને વિનવું.

માંડવામાં કન્યાને પધરાવો રે
વરને કન્યાદાન દીજીએ.

જાદવ કુળને પાનના બીડલાં
મારા નવલા વેવાઇ વેંચાવજો.

કે વ ડો શ્રી ભ ગ વા ન નો
મારા નવલા વેવાઈ જાગજો.



# મારા ખેતરને શેઢે

(માયરા વખતે)

મારા ખેતરને શેઢલે, રાય કરમલડી રે
વાવો વરરાજા ડાળખી, રાય કરમલડી રે
વીણો આવની વહુ ફુલડાં; રાય કરમલડી રે
વીણી ચુંટીને છાબ ભરી, રાય કરમલડી રે
તેનો ગુંથે માલણ ગજરો, રાય કરમલડી રે
ગજરો...ભાઇને છોગલે, રાય કરમલડી રે
મારા ખેતરને શેઢલે, રાય કરમલડી રે
વાવો...ભાઇ ડાળખી, રાય કરમલડી રે
વીણો...વહુ ફુલડાં, રાય કરમલડી રે
વીણી ચૂંટીને છાબ ભરી રાય કરમલડી રે
તેનો ગૂંથો માલણ, મોડીયો રાય કરમલડી રે
મોડીઓ....વહુને ઘૂંઘટે રાય કરમલડી રે
ગજરો દેખી લાડી રવ ચડયાં રાય કરમલડી રે
પરણું તો...ભાઇનો બેટડો રાય કરમલડી રે
નિકર બેઠી તપ ધરૂં રાય કરમલડી રે



## વર કન્યા શોભે

### પરણી ઉતરે ત્યારે

વર કન્યા શોભે સુલક્ષણાં,
જુગતે જુગતે મળી છે જોડ.
છે ચંપાનો છોડ જોડું જુગ જુગ જીવો.

ધન્ય ધન્ય તેણે સમજણ કરી,
બાંધી પૂર્ણ પરસ્પર પ્રીત,
રૂડી રસ રીત, જોડું જુગ જુગ જીવો.

બેઉનાં મનહર મંજુલ મુખ છે
નથી એકેમાં ખામી કે ખોડ
કહું વાર ક્રોડ...જોડું જુગ જુગ જીવો.

જેવાં ઈન્દ્ર ઇન્દ્રાણી ઓપતાં
એવા વર કન્યા શોભે વેષ
વખાણું વિશેષ...જોડું જુગ જુગ જીવો.

જેવી મેઘ ધરા નભમાં દીસે,
એવો વર કન્યાનો દીપે વેશ
મોતી ગૂંથ્યાં કેશ...જોડું જુગ જુગ જીવો.



શ્વેત સરસ પાનેતર પહેરીયું
હીરા મણીના છે હૈયે હાર
કરૂં હું સ્વીકાર...જોડું જુગ જુગ જીવો.

કરમાં ચૂડલો હસ્તી દંતનો
મહા મૂલો હેમ મઢેલ
ઓપણીએ ઓપેલ...જોડું જુગ જુગ જીવો.

પગે શોભે નેપૂર ઝાંઝરી
પાયે અણુવટ વીંછીયાં દેસ
અધિક કયા ટીક....જોડું જુગ જુગ જીવો

હાથે વેઢને વીંટીઓ છે ઘણી
કાને કનક તણા છે ઝૂલ
શોભે છે ફુલ...જોડું જુગ જુગ જીવો

લાડે લલિત પીતાંબર પહેરીયાં
ખાંધે ધારી છે કાશ્મિરી શાલ
કરમાં છે રૂમાલ...જોડું જુગ જુગ જીવો

વર કન્યાનું દીપે છે જોડલું
જોવા આવ્યું છે આખું ગામ
સ્ત્રી પુરૂષ તમામ...જોડું જુગ જુગ જીવો

સદા અખંડ રહેજો સૌભાગ્યવતી
દે છે આશિષ દલપતરામ
કરો રૂડાં કામ...જોડું જુગ જુગ જીવો



## શોભે સુંદરી સીતા

શોભે સુંદરી સીતા, ગીર્વિગિર્વાણ જેવી,
ગાયત્રી ગીતા...શોભે
કાને અકોટી કોટિ, દીનકરના જેવી,
જગતમાં જોતાં કોઇ અબળા ન એવી....શોભે
વેણી ત્રિવેણી રૂડી, રાખડીયાળી,
શિર પર સૂતી જાણે સર્પણુ કાળી...શોભે
ભાલે તિલક કર્યું, કુમકુમ કેરૂ,
દિસે વદન જેવું દીનકરનું દહેરૂ...શોભે
રત્ન જડીલી ટીલી ભૃગુ ટીલી,
દિસે દુલારી છબી છેલ છબીલી...શોભે
આખ્યું અણીયાળી કાળી રાજી વિરાજે,
જોતાં નિહાળી મૃગખંજન લાજે...શોભે
નાકે વાળીમાં મોટાં નિર્મળ મોતી,
જળકે છે જોડય જાણે ગુરૂભૃગુ જ્યોત્તિ...શોભે



આપે અધર છબી જેમ રીપુરેણી,
દંતની પંક્તિ જાણે ગણુ શ્રેણી...શોભે
મંદ હસિત મુખ મીઠડી વાણી,
સુણે ન સુણે પુરી સખી સમાણી...શોભે
કંઠે કંટેસરી શિર ઝુલણાં ઝુલે,
આભૂષણુ જોતાં કવિ, કોવિદ ભૂલે...શોભે
તમ કનક જેવી જનક કુમારી,
જાણે અફર જ્યોતિ મણીમાં ઉતારી...શોભે
વિદ્રુ મરંગ જેવી કર્દલી રાતી,
જાણે પ્રકટ થયો સૂર્ય પ્રભાતિ...શોભે
બાંહે બેરખડા કરે કંકણુ ચુડી,
દીજીએ જે ઉપમા તે થકી રૂડી...શોભે

ઝળકે જડિત્ર રત્ન પહોંચી સોનેરી,
વીંટી અંગૂઠી પાંચે આંગળીએ પહેરી...શોભે
મેખલી કરી ત્રટે ઘુઘરીયાળી,
રત્ન જડિત્ર ચિત્ર વિચિત્ર જાળી...શોભે
પાયે નેપૂર ઘણી ઘૂઘરી ગાજે,
અંગે નિલમ પગ પાની બીરાજે...શોભે
અણુવટ ખટમુદી વિછીયાં વાજે,
ઇન્દિરા થકી છબી અદકેરી લાગે...શોભે
નિર્ખંતા નખ મણી ફણીધર લાજે,
તે માટે તે જઇ પાતાળે રાજે...શોભે
રાતા પરવાળા જેવી પગતણી પાની,
ધ્યાન ધરે છે જેનું જોગેશ્વર જ્ઞાની...શોભે
ચોળી પટોળી પહેરી સાવ સોનાની,
ઝબકે છે કળા જેમ દામિની કેરી...શોભે
ચાલે કુમારી કલ હંસની ચાલે,
લે છે નગર નારી વારણાં વ્હાલે...શોભે
સાથે સાહેલી આવી બારણે બાળા,
હાથે ધરી છે મોટી પુષ્પની માળા...શોભે
રંગ કસુંબી અંગે અંબર મ્હેકે,
સાંગ્ય સુગંધી મલિયાગર બ્હેકે...શોભે
મૂર્છાયા મુખ જોઈ રાયને રાણા,
જાણે મંત્રિને માથે છાંટયા છે દાણા...શોભે
સુધા વસુધા તણું તાવજ બાંધ્યુ,
વૈદેહી વિષે મણી લોકને લાધ્યું...શોભે
વિશ્વ બધાની વનિતા મળીયું,
જાનકી આગળ રૂપ આપણું ગળીયું...શોભે
દેવ નિહાળી દંત આંગળી દાબે,
જનક સુતાની કોને જોડય ન લાધે...શોભે



જોઈ વદન રહી મેદની મોહી,
વિશ્વમાં નથી એવી કામિની કોઈ....શોભે
મંચમાં બેઠા દીઠા રામજી આવી,
ઘુંઘટપટમાંથી જાનકી આવે...શોભે
પ્રેમ દૃષ્ટે વારંવાર વિલોકે,
પડતી પલકતણી પાપણો રોકે...શોભે
રૂપ રાઘવ તણું નેત્રને હારે,
લોકની લજ્જા માટે ઉરમાં ઉતારે...શોભે
અતિ અમિત છબી ઉરમાં જડાણી,
થાકે વિરંચી જેવા કહેતા વખાણી...શોભે

## પૂર્વ છાયો

શોભે તે સીતા સુંદરી, અતિરૂપવંત અપાર
પધાર્યાં મંડપ વિષે, કરધરી કમળની માળ
સુંદર શોભે તે વરમાળજી, બાલ દીવાકર જેવી બાળજી
આવી ઉભી મંડપ વચાળજી, થયો ત્યાં તો જય જયકારજી



## જનરખનો જગન અને સીતાજીના લગ્ન

જનરખે જગન માંડીયો તેડયા ભૂપતિ ભારે
સીતાએ સાલ્લો મોડીયો, ચુંદડ ઓઢી સારી જનરખે
મેરૂ છાયો મોટો માંડવો. દિનકર ડોલવા લાગ્યા
આવી મંડપમાં ઉભાં રહ્યાં, જનકની કુમારી જનરખે
સોળ સાહેલીઓ સાથમાં, કર કુમકુમ થાળી
તેત્રીસ ક્રોડ દેવતા જોઇ રહ્યા, કન્યા બહુ રે રૂપાળી જનરખે
રાવણ આવ્યો ધનુષ્ય ભાંગવા દશ મસ્તક ધારી
લંકા પતિ ધનુષ્ય ભાંગશે, લજ્જા જાશે તમારી જનરખે
રામે ધનુષ્ય લીધું હાથમાં, ચાંપ લીધાં ચડાવી
કટકા કર્યા ક્ષણુ એકમાં લજ્જા રાખી છે ભારી જનરખે
પાતાળે પડછંદા બોલીયા ધરણી ધ્રુજવા લાગી
શેષનાગ ઉઠયા ઉતાવળા, સર્વે નાગણી જાગી જનરખે
સીતાએ વરમાળા સાહી રહ્યાં ચુંદડ ઓઢી છે સારી
રઘુવીરને વરમાળા રોપીઆ જનરખની કુમારી જનરખે
તોરણ આવ્યા શ્રી રામજી, ચોરી ચોગઠ બાંધી
હરીએ હથેવાળો મેળીયો, દાપુ દક્ષણા આપી જનરખે
કંસારનો ભર્યો કોળીઓ, ઉઠયા અંતરજામી
હરખ્યાં સુનયના સ્નેહથી કન્યા મહા સુખ પામી જનરખે



# મોતીસર બનડા

આવ્યાં ચોખાનાં ગાડાં મોતીસર બનડા રે
ચોખા મોંઘા વેચાય મોતીસર બનડા રે
લાડી પૂછે લાડાને મોતીસર બનડા રે
આવાં ધોળાં શું જાયાં મોતીસર બનડા રે
ધોળાં માય ને બાપ મોતીસર બનડા રે
ધોળાં કાકો ને કાકી મોતીસર બનડા રે
ધોળાં મામો ને મામી મોતીસર બનડા રે
ધોળાં ભાઈ ભોજાય મોતીસર બનડા રે
ધોળાં બેન બનેવી મોતીસર બનડા રે
ધોળું સઘળું કુટુમ્બ મોતીસર બનડા રે
ધોળું......નું ગોત્ર મોતીસર બનડા રે



# પ્રસંગ ૧૭

## જીરે સરસ્વતી

જીરે સરસ્વતી માતને વિનવું, જીરે ગણપન લાગું છું પાય
જુઓરે ઝવેરીના બેસણા
મારે ભાઇને ઓઢણુ પામરી, વચમાં ચોખલીયાળી છે ભાત જુ.
વીરો ઓઢી પહેરીને દરબાર ગયા, એને દરબારે બહુ દીધાં માન જુ.
એને બેસણુ નાખ્યા ચાકળા, એને ઉઠતાં ભરી રે સલામ જુ.
એને ચડવાને આપ્યા ઘોડલા, એની સાથે છડીદાર ચાર જુ.
જીરે સરસ્વતી માતને વીનવું, જીરે ગણપત લાગું છું પાય
જુઓરે વેવાયોના બેસણાં



## લીલી તે લીલી

(જાનમાંથી માંડવે જતા)

લીલી તે લીલી લીમડી, શવ લીલી નાગર વેલ રે
મેં રે નાગર વેલ વાપરી, ને પરહડ માંડવા હેઠ રે
વહુનો તો સાસરો વહેવારીયા, ને કંથ છે બાવન વીર રે
કેમ કરી હોય રે વહેવારીયા ને, કેમ કરી બાવન વીર રે
ગરથે શું થયા વહેવારીયા ને, સમરથ બાવન વીર રે

## વેવાઇઓને માંડવે

(જમીને આવે ત્યારે ગાવાનું ગીત)

વેવાઇઓને માંડવે જમવાને આતા
સારા ચોખાને સવાદીયારે મારા હોંશી વેવાયો
હોંશી વેવાઇઓ મારા ખાંતી વેવાઇયો.
ખાંતેથી ખવરાવ્યા રે મારા હોંશી વેવાયો...
છુટ્ટુ ચુરમું ને ધારે ઘીએ જમાડયા,
પડખે આપ્યા સાત શાક રે મારા હોંશી
હોંશી વેવાઇયો મારા ખાંતી વેવાઇયો
ખાંતેથી ખવરાવ્યા રે.............



# પ્રસંગ ૧૮ : ચોરી

### (ચોરી સમયે ગવાતાં ગીતો)

## દરિયાના બેટમાં

દરિયાના બેટમાં વહાણ ઝુકારો માણારાજ
ઇરે વહાણે વીરાના મશરૂ, મંગાવો માણારાજ
ઇ રે મશરૂના વીરના, સાફા બંધાવો માણારાજ
વધ્યુ એટલું આવતી વહુને સાડીયું કરાવો માણારાજ
દરિયાના બેટમાં હાથીડા ઝુકારો માણારાજ
ઇ રે હાથીડે વીરના સોના મંગાવો માણારાજ
ઇ રે સોનાની વીરની પોંચી ઘડાવો માણારાજ
વધ્યુ એટલું આવતી વહુને બંગડીયું ઘડાવો માણારાજ
દરિયાના બેટમાં સાંઢયું ઝુકારો માણારાજ
ઇ રે સાંઢે વીરાના હીરા મંગાવો માણારાજ
ઇ રે હીરાની વીરાની પહોંચી જડાવો માણારાજ
વધ્યા એટલા આવતી વહુની બગડી જડાવો મણારાજ



# પહેલે તે પગલે

## સપ્તપદી

પહેલે પગલે કન્યા એમ ઉચરે
સ્વામી સુણો અંતર વાત રે
તમથી સૌભાગ્ય અમને સાંપડયાં
રીઝયાં મારાં માત ને તાત રે
પુણ્યને યેગે પ્રભુ પ્રસંન થીયા
તમ સરખા પામી હું નાથ રે

બીજે પગલે કન્યા એમ ઉચરે
સ્વામી સુણો અંતર વાત રે
તમારાં માત પિતા મારાં ગણી
મોંઘેરા આપીશ માન રે
આજ્ઞા તમ આજ્ઞા એ પ્રભુ તણી
વર્યા તમને આ અમ પ્રાણ રે

ત્રીજે પગલે કન્યા એમ ઉચરે
સ્વામી સુણો અંતર વાત રે
ભાવ ભર્યાં ભોજન કરી કરી
જમાડી જમીશ હું નાથ રે
તમને તમારાંને સંરક્ષવા
સહાય રહીશ તમ સાથ રે

ચોથે પગલે કન્યા એમ ઉચરે
સ્વામી સુણો અંતર વાત રે



અંબર આછાં આછાં શિયળ તણાં
સૌભાગ્યના શણગાર રે
રીઝીને રિઝાવું વ્હાલા આપને
રીઝે જેથી દેવ મોરાર રે

પાંચમે પગલે કન્યા એમ ઉચરે
સ્વામી સુણો અંતર વાત રે
સુખમાં સંતોષ દુઃખમાં ધીર ધરૂં
સુખ દુઃખ માનું સમાન રે
તમ વિના અન્યને ન ઓળખું
તમમાં પરોવું મારા પ્રાણ રે

છઠ્ઠે પગલે કન્યા એમ ઉચરે
સ્વામી સુણો અંતર વાત રે
વ્હાલાંને વ્હાલાં ગણી રીઝાવશું
ગોકુળ ગણશું ગૃહવાસ રે
તનમન તમથી ન તારવું
રહીશ સદા તમ પાસ રે

સાતમે પગલે કન્યા એમ ઉચરે
સ્વામી સુણો અંતર વાત રે
બેમાંથી વ્હાલા આજે એકજ થિયાં
જોડાયાં જીવનથી જીવન રે
તન જાતાં વચન ત્રોડું નહિ
પ્રણમું હું પ્રાણ જીવન રે



## રૂક્ષ્મણીનો પત્ર

સ્વસ્થાન શ્રી દ્વારામતી ધામ, ત્યાં બિરાજે શ્રી ઘનશ્યામ
આવી પુરો હૈયા કેરી હામ, વ્હાલા વેગે આવજો વનમાળી
કુંદન–પુરથી લખું છું આજ, મોહન મેલી મારા મનની લાજ
તમ આવ્યે સરશે મારા કાજ વ્હાલા વેગે...
કાગળ લખીતંગ રૂક્ષ્મણી કન્યા, શિશુપાળ લાવ્યો છે સન્યા
બીજે નહિ વરૂં તમ બિના વ્હાલા વેગે...
જાણી જન્મોજન્મની રે દાસી, મારે એક તમારી છે આશી
નહિં આવો તો થાશે રે હાંસી, વ્હાલા વેગે...
અંબા પૂજવા માનતા લીધી, પરણું તો તમ અગડ લીધી
તમ આવ્યેથી મારે સિદ્ધિ વ્હાલા વેગે...
અંબા પૂજવા આવશું જ્યારે, મારીસરખી સાહેલીઓ સાથે
પછી થાવાનું હોય તે થાશે વ્હાલા વેગે...
અંબા પૂજીને પાછલા વળશું, રથ આગળ ઢુંકડા ઢળશું
ત્યારે તમને ત્રીકમરાય મળશું વ્હાલા વેગે...
આવી દેશ પાદરમાં રેજો, અંબાજીના મંદિરમાંહે રેજો
શામળીયાજી શુદ્ધ મારી લેજો વ્હાલા વેગે...
રથ રોકીને ત્યાં ઉભા રહેજો, પ્રભુ બાંય ઝાલી અમને લેજો
ચૌદ લોકમાં ડંકા દેજો વ્હાલા વેગે...
રખે વિલંબ કરો મુરારી, હવે બચવાની નથી બારી
થઇ ચુકી છું નારી તમારી વ્હાલા વેગે...






## રૂક્ષ્મણી વિવાહ

કુંદનપુર વિવાહ રચ્યો, ભૂપતિ ભિમકરાય;
કન્યા દેવા શ્રી કૃષ્ણને, આનંદ ઉર ન સમાય.
રુક્ષ્મૈયે તે જાણીયું, ઉર આવ્યો અતિશય કાળ;
કન્યા ન આપું શ્રી કૃષ્ણને, એ છે ગાયું તણો ગોવાળ.
રૂક્ષ્મૈયાનું મન મેલું ને, તેડાવ્યો શિશુપાળ
રૂક્ષ્મણીએ ખબર જાણી, અંતર ઉઠી જાળ.
દૂર ઘણી દ્વારામતી, રહ્યો લગ્ન વચ્ચે દિન એક;
અંતરજામી આવજો. રાખજો મારી ટેક.
એવું તે કહીને કામીની, કરી કાગળ લખવા આશ;
મુકતા નંદ કહે માનુની, થઇ જગતથી ઉદાશ.



મારી સાહ્ય લેજો અવિનાશી રે, જાણી જન્મોજનમની દાસી રે.
વાંચી કાગળ વેલેરા આવો રે, મારા તનના તાપ બુઝાવોરે.
દિન એક લગ્ન વચ્ચે જાણી રે, વ્હેલા આવો તે શારંગપાણી રે.
જો તમે નાથ નહિ આવો વ્હેલારે, તજું લગ્નથી પ્રાણ હું પહેલા રે.
કહે મુકતાનંદ મોરારી રે, વ્હાલા રાખજો ટેક અમારી રે.

લઈને કાગળ વિપ્ર સિધાવ્યો રે, હરિની કરૂણાથી દ્વારકા આવ્યો રે.
દેખી દ્વારિકા મહાસુખ ધામ રે, જેના રાજા છે સુંદીર શ્યામ રે.
વ્હાલે વિપ્રને આવતા જાણી રે, ઉઠયા સન્મુખ શારંગપાણી રે.
પૂછી ક્ષેમ ને કાગળ લીધો રે, વાંચી પત્ર હૈયે દૃઢ કીધો રે.
પૂજ્યા વિપ્રને દેઈ ઘણું માન રે, જાવા તૈયાર થયા ભગવાન રે.
સાથે રથમાં વિપ્રને બેસારી રે, ચાલ્યા કુંદનપુર મોરારી રે.
એવા ભકતને વલ્લભ ગીરધારી રે, જાય મુકતાનંદ બલિહારી રે.

માનુની મનમાં ચિંતવે, કેમ નાવ્યા સુંદીર શ્યામ
વાર કેમ થઈ વિપ્રને, નવ સર્યાં મારા કામ
જો નહિ આવો જદુપતિ તો, તજીશ મારા પ્રાણ,
એવામાં દ્વિજ આવીઓ, જેમ આવે રામનું બાણ.
વિપ્ર વદન જોઈ વનિતા, ઉર આવ્યો અતિ આનંદ અપાર
પ્રાણ જીવન પધારીઆ, જુગ જીવન જુગદાધાર.
કુંદનપુર હરિ આવીઆ, સુણી ભૂપતિ ભીમકરાય;
સામા જઈ સન્માન કીધાં, આનંદ ઉર કેમ માય.
ત્રીકમ તોરણ આવીઆ, વરત્યો જયજયકાર;
મુકતાનંદ કહે માનુનીના, પુણ્ય તણો નહિ પાર.



દેવી પૂજ્યાનો મસ લઇને પ્યારી રે, ચાલી નીરખવા કુંજબીહારી રે
સાથે લઇને પૂજ્યાનો સામાન રે, નયણે નિરખવા શ્રી ભગવાન રે
હરિના ભક્ત અન્તદિના માની રે, ભાવે પૂજ્યાં ભગવતી ભવાની રે
પછી રૂપ પ્રકાશ્યું બાળી રે, પ્રેમે પામવા શ્રી વનમાળી રે.
સંગે અસૂર હતા રખવાળ રે, દેખી રુપ પડયા તત્કાળ રે,
વેગે આવીઆ અંતર જામી રે, મળયા મુકતાનંદના સ્વામિ રે.

卐

કર સાહીને રથ પર લીધાં રે, મનવાંછિત કારજ સિધ્યાં રે
કન્યા હરણ કરી હરિ વળીયા રે, સૈન્ય સહિત બળીભદ્ર મળીયા રે.
વાંસે રૂક્ષ્મૈયો ચઢયો શીશુપાળ રે, કન્યા કેમ લેશે ગોવાળ રે,
બાંધી દ્વારિકાંમાંથી લાવું રે, નહિ તો પૂરમાં પાછો ન આવું રે.
જઇને જદુપતિ સંગ જુદ્ધ કરીઓ રે, વ્હાલે સર્વેતણો મદ હરિઓ રે,
રૂક્ષ્મૈયાની વાઢી છે દાઢી રે, કાપી કેશને મેલ્યો કાઢી રે.
રૂક્ષમણીના શોક નિવારી રે, મળયા મુકતાનંદ મોરારી રે,

卐

માધવપુરનો માંડવો, આવે જાદવ કુળની જાન
પરણે તે રાણી રૂક્ષ્મણી, વર વાંચ્છીત શ્રી ભગવાન.
જાદવ જાનૈયા થયા, વળી માંડવીઆ પણ સ્હોય;
વિધિ સહિત વિવાહ રચ્યો, મધ્યે ચોરી બાંધી સાર;



માધવ આવ્યા માયરે, કોટિ ભુવનના કિરતાર.
માથે તે મુગટ જડાવનો, કાને કુંડળ મકરા ઠાર;
બાંહે બાજુબંધ બેરખાં, કોટે કૌસ્તુભ મણીનો હાર.
શોભે ઘણુ શણગારમાં, પિતાંબર અતિ ઉદાર;
હેમ કડાં બેઉ હાથમાં, પાયે નેપુરનો ઝણકાર.
વ્હાલાનું વદન સોહમણું, જાણે ઉગ્યો પૂનમનો ચંદ;
મુક્તાનંદ કહે મોહન વરને જોતાં થાય આનંદ.



પછી લાડડીને શણગારી રે, પીઠી ચોળીને પાટ બેસારી રે;
લીલી સાડી ધરી તન સારી રે, જેણે રીઝે શ્રી ગિરધારી રે.
સાળે શણગાર અંગે ધારી રે, ચાલી ભેટવા દેવ મોરારી રે;
સંગે માનુનિ મંગળ ગાય રે, તેની શોભા વર્ણવી ન જાય રે,
એવી રીતે મંડપમાં આવ્યાં રે, તેડી પીયુની પાસ પધરાવ્યાં રે.
કર સાહ્યો સચરાચર સ્વામિ રે, નારી માહ્યરે મહાસુખ પામી રે
શોભે માહ્યરૂં સુખકારી રે, જાય મુક્તાનંદ બલિહારી રે.



વાજે દેવનાં વાજાં અપાર, પરણે અખિલ ભૂવનનો આધાર.
બ્રહ્મા ઉચરે વેદ વચન, જયજયકાર થયો ત્રીભુવન
ચારે ફેરા હરિ સંગે ફરીયાં, નારી જુગના જીવનને વરીયાં,
શોભે અખંડ અલૌકિક જોડ, માથે બત્રિશ ભમરીનો મોડ,
લાડો લાડી જમે કંસાર, તેનો નિગમ ન પામે પાર
મુકતાનંદ મહાસુખકારી, એવા ચરિત્ર કરે ગિરિધારી



કંસાર જમતાં કામિની, બોલે વિવિધ વચન રસાળ



શ્યામ સુંદર તે સાંભળે, હસતા તે દીનદયાળ.
બંદી જન જયજયકાર ગાયે, ગાંધર્વ મધુરાં ગાન;
આનંદે નાચે અપ્સરા, આવે સૂર ચઢી વિમાન
બ્રહ્માદિક સૂર પુષ્પવૃષ્ટિ, કરે વારંવાર
વરઘોડામાં ગડગડે, વાજીત્રનો નહિ પાર.
ચારે તે મંગળ વરતીયાં, વર કન્યાની ભલી જોડ;
રૂક્ષ્મણી લઇ આવીયા, દ્વારિકાં શ્રી રણછોડ.
દીન જાણી દયા આણી, પુરી મનની આશ
મુક્તાનંદ કહે ચરણ સેવા, દઇને રાખો પાસ.
જેણે એ વિવાહ નીરખીયો, તેના પુણ્ય તણો નહિ પાર
પ્રેમ શું માતાએ પોંખીઆ, જુગ જીવન જુગદાધાર
લીએ ઉમંગે વારણા પુત્રના વારંવાર, પુરવાસી સૌ પ્રેમથી નીરખે
તે નટવરનાથ.
જન્મ સફળ કરી જાણીઓ, મહા સુખીઓ થયો સૌ સાથ.
રૂક્ષ્મણીએ જે ધારીયું તે સાચું કીધું શ્યામ
ભક્તજનોનાં વ્રત પાળે એવા તે કરૂણાધામ
અધમજન ઉદ્ધારવા થયા મનુષ્ય રૂપ મહારાજ
પાવન જશ વિસ્તારીઓ, સુણતાં તે સીધે કાજ
નરનારી જે રૂક્ષ્મણીનો વિવાહ શીખે ને ગાય
તેને રીઝે શ્રી હરિ ભય પ્રાચિત પરલે થાય.
શેષ પાર ન પામીઓ કહે તાત હરિજશ સાર
તો એ તેના ગુણ ગાવા છે અધમ જન ઓધાર
મુક્તાનંદ કહે મહાપ્રભુની અચળ જગમાં જોડ
શ્રોતાજન જે સાંભળો તે બોલો શ્રી રણછોડ.



# સીતા સ્વયંવર

## રાયે મંડપ રચીયો

રાયે મંડપ રચીયો, સીતા સ્વયંવર મચીયો રે રાયે મંડપ રચીયો.
રૂપ નિહાળી અનુપમ કન્યા, જનકે લીધી છે પ્રતિજ્ઞા રે...રાયે
જે કોઇ શિવજીનું ધનુષ ચઢાવે, જાનકી કંથ કહાવે રે...રાયે
તેડાવ્યા ભૂપ સકળ દેશ કેરા, આવીને દીધા છે ડેરા રે ..રાયે
મોટી મનોહર મંડપ શાળા, હેમના સ્થંભ હીરાળા રે....રાયે

કંચન મંચ અનુપમ ઢાળ્યા, ત્યાં પધરાવ્યા ભૂપ નિહાળ્યા રે...રાયે
કૌશિક મુની સાથે રાઘવ રાજે, રૂપ અલૌકિક છાજે રે...રાયે
રઘુપતિ આગળ ભૂપ અપારા, જેમ રવિ પાંસે તારા રે...રાયે
ધનુષ પૂજન કીધું જનક ભૂપાળે, ચઢાવી પુષ્પની માળે રે...રાયે

ઢોલ નિશાનને દુંદુભી વાગે, ઘોર ગગન સુધી ગાજે રે...રાયે
જનક પાસે ઉભાં જાનકી આવી, ધનુષ્યને પુષ્પે વધાવી રે...રાયે
બોલ્યા શતાનન ગુરુ નૃપ જોઇ, ધનુષ ચઢાવો ને કોઇ રે...રાયે
એવું સુણી ઊઠયા મહિપતિ મુખીયા, ભુજબળ સમૃથ સુખીયા રે...રાયે

ધનુષ તળે કર ન શકયા ઘાલી, ચંચળ આવ્યા જે ચાલી રે...રાયે
ફેરી ઉઠી આવ્યા ભૂપતિ બળીયા, કરી કરી શ્રમ પાછા વળીયા રે...રાયે

આવ્યો છે ઇન્દ્ર નરેન્દ્રને રૂપે, ન ચડયું ધનુષ સૂર ભૂપે રે...રાયે
વાસુકી આવ્યો અનુપમ વેષે, ધનુષ ફર્યું નહિ શેષે રે....રાયે
લંકાપતિ લંક બાંધીને ઉઠયો, જાણીએ મેઘ વછુટયો રે...રાયે
દોડયો દશાનન ગર્વ ભરાણો, મન જાણે હું સફળાણો રે...રાયે
ચાંપ તળે કર દશ દશ ચાંપ્યા, તે દેખી દિગ્પતિ કંપ્યા રે...રાયે
ધનુષ તળે ભુજ વિશ ભરાણા, તે કાઢંતા કચરાણા રે...રાયે



લથડયો દશમુખ, મહિપતિ હસીયા, મુગટ મુસ્તકના ખસીયા રે...રાયે
વીશ ભૂજા દશ શિષજ ધારી. હાર્યો રાવણ અહંકારી રે...રાયે
વરૂણ વાયુ આવ્યા નરવપુધારી, ધનુષ થકી ગયા હારી રે...રાયે
દશ સહસ્ત્ર મહિપતિ એકઠા ધસીયા, ધનુષના ખુણા ન ખસીયા રે...રાયે

દશ દિગ્પાળનો લાગ ન લાગ્યો, સર્વનો ગર્વ ત્યાં ભાંગ્યો રે...રાયે
કેટલાક ભૂપ વિના ઉપદેશે, ન ગયા ધનુષની પાસે રે...રાયે

ન ચઢે ધનુષ વળે ભૂપતિ પાછા, પાછા થકી લાગે આછા રે...રાયે
કેટલાક ભૂપતિ મનમાં રે લાજી, શિઘ્ર ચાલ્યા રથ સાધી રે . રાયે
જનકની આજ્ઞા માગી ન માગી રે, વળીયા ભૂપતિ બળ ત્યાગી રે...રાયે
જોયું જનકે ધનુષ ન ચડીયું, તે પર્વત પેઠે પડીયું રે...રાયે
જનક ભણે મારી પુત્રી ન પરણી, વીર વિના થઈ ધરણી રે...રાયે
ભૃગુપતિએ પૃથ્વી નક્ષત્ર કાધી, વીર કળા હરી લીધી રે....રાયે

એવી સાંભળી લક્ષ્મણે વાણી, લોચન ક્રોધે ભરાણી રે...રાયે
જાણે પ્રભુજી મને આજ્ઞા દીજે, ભૂપતિનું મન રીઝે રે...રાયે

કહોતો બ્રહ્માંડ પાટુએ પાડું, નભ લગી અવની ઉડાડું રે...રાયે
સાત સાગર કોતો એકઠા ભેળું, આભના તારા ઉમેળું રે...રાયે

ન વીર પૃથ્વિ જનકજીએ જાણી, ન શકયા ધનુષ કો તાણી રે...રાયે
પ્રભુ તમ આવે ધનુષ ન ભાંગે, તો રવિકુળ લાંછન લાગે રે...રાયે

સાંભળી ભ્રાત વાર્યા રઘુનાથે, આપણે છીએ મુનિ સાથે રે...રાયે
આજ્ઞા વિના કંઈ કાર્ય ન થાયે, સેવા તણું ફળ જાએ રે...રાયે
સાંભળી ઋષિ હસી બોલ્યા મુખેથી, ધનુષ ચઢાવો સુખેથી રે...રાયે



રામ રઘુકુળ કેસરી કહાવે, શંભુનું ધનુષ ચઢાવે રે...રાયે
મુનીવરનું સુણી વાયક કર્ણે, ઉઠી પ્રભુ લાગ્યા ચર્ણે રે...રાયે
કટિત્રટ પલવટ નાથે ન વાળી, બાંધી નહિ પાઘ સંભારી રે...રાયે
સ્હેજે ધર્યું જઈ ધનુષ પુરારી, લાગ્યું કુસુમ સમ ભારી રે...રાયે

તાણી પીનાકના કર્યા ત્રણ કટકા, તે આભ લગી જઇ અટકયા રે...રાયે
સપ્ત પાતાળથી પન્નગ થડકયા, ભાનુતણા તૂરી ભડકયા રે...રાયે
હલ મલ્યો કુર્મ ધનુષ કડાકે, ડીંગજ ભાગ્યો ભડાકે રે...રાયે
દેવ રહ્યા દંત અંગુલી ઘાલી, જોવા આવ્યા સહુ ચાલી રે...રાયે

કો કહે ભવન કો દંડ કિશોરે, વય વિના ભાંગ્યું જોરે રે...રાયે
કોઈ કહે ભૂપ એવું ન કરીએ, કે જાનકી જોઈને વરીએ રે...રાયે
કોઇ કહે જાણ્યું અજાણ્યું ન ભાખો, બોલ્યા વિના બળ રાખો રે...રાયે
જેણે શરાસન શંભુનું ભાંગ્યું, અસ્ત્ર અંગજ ન ગાજ્યું રે...રાયે

તે સાથે જુદ્ધ કરે કેમ ચાલે, મારી મહિતળે ઘાલે રે...રાયે
કોઇ કહે ભૂપ ચાલો રથ જોડી, ભીડ થાએ જેમ થોડી રે...રાયે
ભકત ભૂપ ઘણું મનમાં હરખે રૂપ રાઘવનું નીરખે રે...રાયે
દેવનાં દુંદુભી વાજે છે વ્યોમે, વરસે કુસુમ ઘણાં ભોમે રે...રાયે

ભારે કોલાહલ મંડપ માંહી, સજ્જન હરખ્યા છે ત્યાંહી રે...રાયે
અર્પી રઘુવર ને વરમાળા, આવીને જાનકી બાળા રે...રાયે

卐  卐




## ઇશ્વર વિવાહ.

શંકર શારદાને શીશ નામું રે, ગરવા ગણુપતિ જુઓ મુજ સામું રે
સમરૂં શારદા સમરથ જાણી રે, અંબા આપો અવિચળ વાણી રે
પ્રમોદીને પૂછે છે વાત રે, કેમ પરણ્યા તે શંભુ નાથ રે.
વિવાહ વૈકુંઠ નાથે વખાણ્યો રે, એવાં દેવી દાસે ન જાણ્યો રે
પ્રભુજીનું નામ પૂછાવીયું રે, વિવાહ વિગતે કરીને ગાવું રે.

**ઢાળ**

વિવાહ તે વિગતે વર્ણવું, મારી માતાજી કરો ને મયાય,
દીન વચન દેવી દાસનાં, સેવકને કરો ને સ્હાય.
એક સમે નારદ આવીઆ, જ્યાં હતા શંભુ નાથ,
પ્રીતશું પ્રભુજીને પૂછીયું, કહે શિવ આગળ તે વાત.
નારદ કહે નયણે નિરખતાં, એવી કન્યા ન જાણું કોય,
સમોવડ શંભુનાથની, સરખા' તે સરખી હોય.

**ધોળ**

વળતી ઋષિ એ માંડી વાતરે, તમે સાંભળો શંભુ નાથ રે,
અહીંથી દૂર ઘણી ભૂમી થાય રે, ત્યાં વસે છે હિમાચળ રાય રે.
તેને ઘેર છે મેના રાણી રે, તેને કુળ છે કન્યા કુંવારી રે,
કંઠે શોભે ઘણી ફુલ માળા રે, લાવી રુપ અનુપમ બાળા રે.
દીસે દેવી તણો અવતાર રે, શોભા કહેતાં ન આવે પાર રે,
હીંડે હંસ તણી ગતી ધરતી રે, ભૂમિ ઉપર પગલાં ભરતી રે,

કટી જાણે એ કેસરી લંક રે, એ છે અવની પર આડો અંક રે.
વેણે વાસુકી નાગ લજાય રે, દીસે કંચન સરખી કાય રે,
ચરણ કદળી સ્થંભશા જાણું રે, તપ ઋષિથી ઘણું વખાણું રે.
કન્યા બેઠી છે બાળ કુંવારી રે, શ્યામા શોધે છે વરને વિચારી રે,

નારદ કહે નયણે નીરખી રે, દેવ કન્યા છે શંભુ સરખી રે.
શંભુ કહે નારદ તમે જાણો રે, ઋષિ વાયુથી વ્હેલા જાઓ રે,
એમ કહીને ત્યાં નારદ આવ્યા રે, મહાદેવનાં માગાં લાવ્યા રે.
જેથી માત પિતા મન મોહે રે, એવો વર કન્યાને સોહે રે,

વળતી ઋષિએ માંડી છે વાત રે, વર સારા છે શંભુ નાથ રે.
જેને સુરનર મુનીવર જાણે રે, જેને વેદ તે રૂડા વખાણે રે,
ત્યારે બોલીયાં મેના માય રે, કોણ ખંડનો છે વરરાય રે.
એનું કૂળ કેવું કેવી જાત રે, એનો વર છે કેવી નાત રે,

કહે નારદ સાંભળો બાઈ રે, એ વર છે આદ્યા વડાઈ રે,
એનું સુંદર કૂળ બહુ સારૂં રે, દેખી મન માને છે અમારૂં રે
જો કોઇ અણજુગતું કહે તમને રે, તેની ખોટ વડાઇ છે અમને રે,
ઇશ્વરજી છે વિવાહ સરખા રે, એવાં વચન સુણી માત હરખ્યાં રે.
જોયા વીના અજોયું કીધું રે, શંભુ નાથનું શ્રીફળ લીધું રે,





ઢાળ

રાય કહે ઋષિ સાંભળો, જુગતે શું લાવો જાન.
મોટા તે મહિપતિ આવશે, રૂડી પેર વધશે માન

ઘોળ

નારદ કહે તમે સાંભળો રાય રે, કહું મહાદેવનો મહિમાય રે
બ્રહ્માદિકને શ્રી ભગવાન રે, સાથે આવશે સર્વ સમાન રે,
એ વાત કહી ઋષિ વળીયા રે, શંભુજીને પંથે પળીયા રે.
મહાદેવને મંદિર આવ્યા રે, ઋષિ રૂડા સમાચાર લાવ્યા રે.
હિમાચળે તે કન્યા દીધી રે, શંભુનાથની સગાઇ કીધી રે,
એવી વાત કરે છે વખાણી રે, શિવે હસીને દીધી તાળી રે.
ચાલો જગદીશ પાસે જઇએ રે, વિવાહ વૈકુંઠનાથને કહીએ રે,
લક્ષ્મીવરને તેડી લીજે રે, પ્રણામ પ્રભુજીને કીજે રે.
હિમાચળ ને હરખ થાય રે, મહામંડપ રચાવ્યો ત્યાંય રે,
તેડાવ્યા શાણા સુતાર સોની રે, તેડાવ્યા કારીગર કોરી રે.
બ્રહ્માજીએ મૂરત આપ્યું રે, દીશા જોઇને દોરડી બાંધી રે,
ભૂમિ ચાર જોજન ભરી લીધી રે, પરવાળાંની પૂરણી કીધી રે.
મણી રત્ન જોડ માટે ઘડાવ્યા રે, ત્યાં બ્રાહ્મણ સર્વે આવ્યા રે,
ભૂમિ ઉંચી ભવન આકાશે રે, માંહે રત્ન મણી જ્યોત પ્રકાશે રે.
માંહી જુગતી તણી ગતી જાણી રે, નવરંગની રચના રચાણી રે.

卐 卐
卐
卐 卐



ઢાળ

રંગની રચના આદરી જુજવી જાત,
મેઘ માળીને ચિત્ર સારાં ભલી આપે છે ભાત રે.
મેરૂ પર્વત પંખી પ્રગટયા ફળવેલ સુખકાર
નયણેથી નીરખતાં કહેતાં ન આવે પાર.

ઘોળ

એવી મંડપની રચના માંડી રે ચતુરાઇથી ચિત્રજ કાઢી રે
માંહે ભેદ ભૂલવણી ભારી રે બીજી અજબ રચના ન્યારી રે
માંહીં વેદ ભણંતા ઋષિ રે યાંહી વર્ણન કરતાં ડોશી રે
માંહી મનમોજી મનગમતા રે ભાટ ચારણ રમતાને ભમતા રે
કોઇ ઘોડે ચડી અસ્વાર રે બીજાં પંખીનો નહિ પાર રે
સૂંઢવાળા ને સાંકળોસાજે રે ગળે બાંધ્યા તે હયવર ગાજે રે
માંહી મલ્લ પ્રતિજ્ઞા કરતા રે માંહીં ગાંધર્વ ગાન ઉચરતા રે

ત્યાં આનંદ ઓચ્છવ થાય રે એવું લખીયું છે મંડપ માંહ્ય રે
બીજી નાટક વાતો જાણું રે વનસ્પતિશું મુખથી વખાણું રે
માંહી અનુપમ આંબા ફળીયા રે જોવા જેવાં જાબુડાં ગળીયાં રે
ગળ્યાં ખારેક ને ખજુર રે ફળ ફાલે અને ખરી જાય રે
લીલી કેળને કરમદી પાકી રે બોરડીએ રૂડાં બોર પાકી રે

પારસ પીપળો ને બીલી પાકી રે તે તો દીસે છે નવરંગ લીલી રે
નવરંગી તે નાગર વેલી રે શોભા વૈકુંઠની લાવી મેલી રે
વનસ્પતિ તે ભાર અઢાર રે વળી પંખી તણો નહિ પાર રે
ત્યારે મધ્ય મંડપમાં આવ્યાં રે ત્યાં હાથી સહસ્ત્ર લાવ્યા રે
માંહી મોર મધુરું બોલે રે તોય નાવે કોયલડી ને તોલે રે

卐  卐

માંહી પાર વિનાના પોપટ રે બોલે કુરંગ કુકડા વધતા રે
એવા બોલે શબ્દો મીઠા મીઠા રે બગધ્યાન ધરી ને બેઠા રે
પરભૂમિના એવાં પંખી રે તેની જાત લખી અસંખ્ય રે
એવી મંડપ રચના કરાવે રે કેવી જાન શંભુનાથ લાવે રે
મઢી આગળ માંડવા નાખ્યા રે શંભુનાથ પરણવા આવ્યા રે
શિવે જુગતે શું જટા બાંધી રે પહેરી ફાટેલી કંથા સાંધી રે
ભાર ભાંગ ધંતૂરાનો આણ્યો રે, મહાદેવે પોઠીડો પલાણ્યો રે
ગળે પહેરી છે રૂદ્રમાળા રે, અંગે લપેટયા ભોરીંગ કાળા રે
શંભુનાથે સમાચાર કહાવ્યા રે, એવો વેશ ધરીને વર આવ્યા રે
નવજોબની નેણ સમારી રે, સામૈયે આવી સુંદર નારી રે
જોવા જાય છે જાન જમાઈ રે પડયાં મેના મૂરછા ખાઈ રે
ભૂંડા બ્રાહ્મણ ભૂંડા જાણ્યા રે અણગમતો આંગણીએ આવ્યા રે
એવાં વચન કહી સહુ નારી રે જઈને કહ્યું હિંચાચળ રાય રે
માતા કુંવરીને એમ કહે રે તારો બળદે ચઢી વર આવે રે
કુંવારી કહે કેમ વાત રે હું તો વર પામી શંભુનાથ રે.

**પૂર્વ છાયો**

એને પોંખવા કોણ જાશે રે એને સર્પજ સામા થાશે રે
એને પોંખશે હિમાચળની નારી રે આંગણે આવી ઉભા ત્રિપૂરારી રે

**ઢાળ**

મેનાનું મન માને નહિ ને અવગણ તેના ગાય
પેરે પેરે કહી પૂછ્યું આધિન થઇ ઉમીયાય
જનમ આપે જનેતા ને કર્મ ન આપે કોય
પાણી પા ને ઘર પૂછીયું તેની જાતભાત નવ જોય.
આંગણુ આવ્યા વર આશ કરી તે વર્યા વિના કેમ જાય

卐  卐

કર્મ બંધન કીજીએ તો દોષ લાગે મોરી માય.

ધોળ

"જે મને ઋષિ એ વર આપ્યા રે તેને સત્ય કરીને સ્થાપો રે
ત્રણ લોકમાં તપ ધરીયું રે ત્યારે શંભુએ સગપણ કરીયું રે
એવાં વચન કહી કરી વાત રે ફરી મુખથી બોલ્યાં મેના માત રે
આ તો પુત્રી મૂકયા થકી જાય રે વિષની ડાળ સુતી કાંઇ નવ થાય રે
વણદીઠે શું કરવાં વખાણો રે હંસ કાગને કોટે બંધાણો રે
પહેલાં પોંખવા જે કોઈ જાશે રે એને સર્પજ કરડી ખાશે રે
એમ મેના મન વિમાસે રે કોણ જાય જોગીડાની પાસે રે
દેવ કન્યા એને કેમ દીજે રે માટે રૂડું ગમે તે કીજે રે
સર્વ હાંસી કરે એને દેખી રે કન્યા કેમ દીધી દેખી પેખી રે
જો જો કૂળવંતો જમાઇ રે દેખી નારી પડી મૂર્છા ખાઈ રે

ઢાળ

મેનાનું મન માને નહિ ને આંગણે ઉભા ઇશ
પારવતીનો પ્રેમ જોઇ રૂપ પ્રકટયું ઉમીયાધિશ
સુર્ય સમોવડ વદન ઝળકે કાળ કોટી પ્રકાશ
હવે હરખ્યા શ્રી હરિ ને અંગે વધ્યો ઉછરંગ
શણગાર સજી સુંદરી બહુ નારી બની નવરંગ
ધૂસર મૂસળ કર ધરી મહાપતી મંગળગાય
પોંખી કરી પધરાવીઆ મહાદેવ મંડપમાંય

ધોળ

વર મંડપમાં પધરાવ્યા રે મોટા મુનીજન જોવાને આવ્યા રે
બ્રહ્મા સાથે સોહે સાવિત્રી રે ઈંદ્ર સાથે સોહે ઇન્દ્રરાણી રે
સૂર્ય સાથે રાંદલ રાણી રે હિમાચળની સાથે મેના રાણી રે
શિવ બેઠા છે બાજોઠ ઢાળ્યા રે સાથે ઉમીયાજીને પરણાવ્યા રે



# પાંડવ પરણે પંચાળી

## (દ્રૌપદી સ્વયંવર)

પંચાળ દેશનાં મોટાં ભૂપાળ, દ્રુપદ રાજા દયાળ રે,
પાંડવ પરણે પંચાળી.

તેને દ્રૌપદી કન્યા કુંવારા, રૂપ અનુપમ વાળાં રે...પાંડવ
પાણીના કુંડમાં સ્થંભ ચડાવ્યો, તે પર મચ્છ ફરાવ્યો રે....પાંડવ
પાણીના કુંડમાં પડછાયો જોઇ, ઉંચે વીંધે મચ્છ કોઇ રે...પાંડવ
તેને પરણાવું દ્રૌપદી દેવી, રાયની પ્રતિજ્ઞા એવી રે...પાંડવ
દેશ પરદેશથી ભૂપ તેડાવ્યા, સાંભળી શુરવીર આવ્યા રે...પાંડવ
લાક્ષગૃહમાં પાંડવ કુંતાજી ભેળા, બળતામાંથી ઉગરેલા રે...પાંડવ
વનમાં આવી ઋષિ આશ્રમ ભેળા, વિપ્ર વેશે વસેલા રે...પાંડવ
કુંભારને ત્યાં ઉતારા દીધા, કુંતા સાથે બળીઆ બેઠા રે...પાંડવ
જ્યારે સ્વયંવર દિવસ આવ્યો, ભૂપ ત્યાં ખેલ બજાવ્યો રે...પાંડવ
તે વખત પાંડવ જઇ બેઠા છે ત્યાંહી, બ્રહ્મસભાની માંહી રે...પાંડવ
દ્રુપદ રાજાએ પુત્રી બતાવી, પોતે પ્રતિજ્ઞા સુણાવી રે...પાંડવ
જળમાં પ્રતિબીંબ સામું જોઇ, ક્ષત્રિય પુત્ર જે હોય રે...પાંડવ
પાણી કુંડ પાસે આવી રાજાઓ, જોર જણાવી બધાઓ રે...પાંડવ
મહેનત કરી કરી હાર્યા તમામ, કોઇથી થયું નહિ કામ રે...પાંડવ
જ્યાં ક્ષત્રિવીર હારીને બેઠા, બળીઆ મુખ નીચું કરી બેઠા રે...પાંડવ
દ્રુપદ કહે મારી પુત્રી ડાહી, ક્ષત્રિએ નવ લેવાઇ રે...પાંડવ



બ્રહ્મસભામાંથી ઉઠો ને વિપ્ર, કન્યા પરણવા પવિત્ર રે...પાંડવ
અર્જુન જે વિપ્ર વેશે આવેલા, સાંભળી ઉઠયા તે પહેલા રે...પાંડવ
દેવકીનંદના દાસને ભાળી, દયા દૃષ્ટિ કરડી વાળી રે...પાંડવ
અર્જુન જળના કુંડ સામે જોઇ, ધનુષ્ય મેલે બાણ ધોઇ રે...પાંડવ
ધ્યાન ધરી હરીનું દૃષ્ટિ સાધી, મચ્છને નાખ્યો છે વીંધી રે...પાંડવ
પાસે આવી ત્યારે દ્રૌપદી બાળા, આવી આરોપી વરમાળા રે...પાંડવ
સાંજ પડી દ્રૌપદી સાથે ઉતારે, નરનારી આવ્યાં સંઘાતે રે...પાંડવ
કુંતામાતાને સુતેલાં જગાડી, ભીમ કહે મુખ વગાડી રે...પાંડવ
માજી બોલ્યાં ભીક્ષા એ છે રૂપાળી, પાંચે રાખો ને સંભાળી રે...પાંડવ
ખોટું કર્યું માતા ભીક્ષા ન એવી, એતો છે દ્રૌપદી દેવી રે...પાંડવ
માજી કહે ભલે કન્યા એ હોય, વેણ મારાં મિથ્યા ન હોય રે...પાંડવ
જળહળતા સતી કુંડે નીકળીઆં, એ રાતે પાંડવ વરીઆ રે...પાંડવ
લવજી કહે જે કોઇ સત્યને પાળે, ઇશ્વર તેને સંભાળે રે...પાંડવ



卐

# પ્રસંગ ૧૯ વળામણું

## સીધાવજે સાસરિયે

[ વળામણાના ગીતો ]

સિધાવજે સાસરિયે બેન સુલક્ષણા
આપે અંતર અંતર આશિર્વાદ જો
પિયર જનથી પ્યારાં તું તારાં ગણી
પગલે પગલે કરજે ઇશ્વર યાદ જો
તારાંને તારા સમ કરી તરી તારજે
લાખ ટકાની વધારજે કુળ લાજ જો
ઝાંખી જગપતિની પતિમાં કરજે સદા
દેવ રમણનાં દિપાવજે રસ રાજ જો
અંબર આછાં શિયળનાં અંગ ઓઢજે
ગુણગ્રાહી થાજે હો ગુણીયલ બેન જો
પર હરવા પીડા પીડાતાં ઉરની
વ્હેતાં કરજે ઉરના અમૃત વ્હેણ જો...

卐



# આંગણ અવસર રળીયામણો

આંગણ અવસર રળિયામણો
સોનાને કિરણે ઉગ્યો સુર દીર્ધાયુ હો દંપતી
આજ ઘડી આ આનંદની
હરખ્યાં હૈયાં ને હરખ્યાં ઉર....દીર્ધાયુ...
તોરણ ટાંગું રે મારે ટોડલે
અંજવાળું વીરના અવાસ...દીર્ધાયુ...
શુકન કરાઉં સોહામણાં
વીરને વધાવું ધરી આશ...દીર્ધાયુ...
ઓજસ ભરી રે દીશા ઉજળી
ગાઓ સુવાસણ ગીત.........દીર્ધાયુ...
આશિષ મંગળ આપતાં
પ્રકટે પૂરણ અમને પ્રીત...દીર્ધાયુ...
વીરો વ્હેલો રે રસ કેવડો
નમણી કન્યા નાગર વેલ...દીર્ધાયુ....
મારા મહિયરનો મીઠો મોરલો
... વહુ ઢળકતી ઢેલ...દીર્ધાયુ...





# શીખ સુહાગણ

શીખ સુહાગણુ સાંભળો મારાં પિયર પનોતાં
કુળ ઉભય અજવાળજો રચી આશય ઉંચા
શિયળ સજો સૌભાગ્યનાં જીવનપંથ ઉજાળે
એજ અનુપમ છાંયડી તન તાપ નિવારે
શીતળ છાંય સાસુતણી એથી અળગાં ન રે'વું
આંખ ઠરે અવલોકતાં સારા થઇ સુખ લેવું
વહાલા વડીલ જન દેવ શા પૂજી પાય પનોતાં
આશિષ લો એ ઉરની મળજો માન મોંઘાં
વહાલપણું ન વિસારજો નાનાં નણદલ દેખી
પ્રીત નવી પ્રકટાવજો વ્હાલાં બનજો વિવેકી
દિયર નાનો દિલ દિવડો એ તો સદન સુહાગી
જ્યોત જીવનની જાણુજો નાની દયિત દેરાણી
ગણુજો જેઠાણી જેઠને એ તો ઘરનાં ઘરેણાં
ભેળાં મળી ભવ ગાળજો લેજો રસ ભર્યાં લેણાં



# સ્વર્ગ થકી સોહાગન

સ્વર્ગ થકી સોહાગન મારૂં સાસરૂં
ઉછળતાં શા એ અંતરના વ્હાલ જો
અવિરત ભાવ અનેરા અંતર ઉછળે
મહિયરથી પણ મોંઘા એ માયાળ જો...સ્વર્ગ

સસરાજી મારા મેરામણ મીઠડા
સાસુ મારાં એ સમદરીયાની લહેર જો
જેઠાણી મારી રે જીવન જોડલી
નણદલ વ્હાલાં લીલી શી નાઘેર જો...સ્વર્ગ

દેરાણી મારી રે ફોરમ ફુલની
દિયર મારો ડોલરિયાનું ફુલ જો
વ્હાલમજી નિધિ રે મારા નેહના
એના તે શા આંકુ અંતર મુલ જો...સ્વર્ગ



# આ દશ મહીયર માંડવા

આ દશ મહિયર માંડવા, મીઠી દાડમી લાવો
એ દશ આંબા વાડીઆ, સાસરવાસ સિધાવો
દાંત વચ્ચે જેમ જીભડી, તેમ સરખા થઇ રાજો
માડી કહે છે દીકરી, ડાહ્યા ડમક થાજો
સૌની સાથે સાસરવાસામાં, મીઠા બોલડાં ભાખો
ગુણવંતા થઇ લાખના, સાગર પેટડાં રાખો
જ્યાં જાવો ત્યાં દીકરી, મીઠા આંબા રે વાવો
સૌની સુવાસ સંચરી, માની કુંખ શોભાવો
સાસુ સસરા સોહામણા, અડસઠ તીર્થ જાણો
તેની કરી રૂડી ચાકરી, મીઠા આશિષ માણો.



## વાળી વાળી દાદા પુછે વાત

વાળી વાળી દાદા પુછે વાત
આજ માંડવડો અણોસરો રે
માંડવડામાં બેનીના રાજ
મેલીને ચાલ્યા સાસરે
દીવડો હતો બેની બાને હાથ...મેલીને......

વાળી વાળી વીરા પૂછે વાત
આજ માંડવ શેણે અણોસરો રે......

માંડવડામાં બેની બાના રાજ
મેલીને ચાલ્યા સાસરે રે
દીવડો હતો બેની બાને હાથ
મેલીને ચાલ્યા સાસરે



## માતાના ખોળા

માતાના ખોળા બેનીએ વિસારી મૂકયા
સાસુના ખોળા વહાલા લાગ્યા કંઇ બેન બેની,
દેખીતા ડુંગર બેનીને વ્હાલેરા લાગ્યા !

બાપુના ખોળા બેનીએ વિસારી મૂકયા,
સસરાના ખોળા વહાલા લાગ્યા કંઇ બેન બેની,
દેખીતા ડુંગર બેનીને વ્હાલેરા લાગ્યા !

( એ પ્રમાણે વીરાના ખોળાને બદલે જેઠના બેનીના ખોળાને બદલે નણંદના વગેરે ગાઇ શકાય )

# મહીયરના માંડવડા

## (વળામણું-કન્યા પક્ષને ગાવાનું)

મહિયરના માંડવડા મૂકી બ્હેની જાઓ સાસરે
ગુણિયલ ગરવાં ડાહ્યાં થાજો સાંચરજો સુવાસ રે
સાસરીઆંની અમૃત મીઠી આંબા ડાળે કોલ રે
તે પર જઇને કોયલ બેસો બોલો મીઠા બોલ રે
સાસરીઆંના માનસસરની રૂડી રૂપા પાળ રે
સાગર જેવો સાસરો તારા સાસુ ગંગા પેઠ રે
જેઠાણી તો વિજલડી છે વાદળ જેવા જેઠ રે
દિયર તારે ડોલર ડોલ્યો નણદી જુઇ વેલ રે
દુધમાં ભળતી સાકર તું તો ઉછળે હૈયા હેલ રે
મહિયરીઆંની મંદિર મેડી બે દિનની મીઠાશ રે
સાસરીઆંની ઝૂંપડી સારી જન્મારાની આશ રે
ડાહી દીકરી સાસર વાસે શોભે ચંદા આભ રે
લાડસ ઘેલી લાખેણી તું લીલા લખજે લાભ રે
મહિયરીઆંનાં મોં ઉજાળાં કરજે તારે દેશ રે
શાણી સમજુ કુળ લક્ષ્મીને કહેવું શું વિશેષ રે



## આજ મારે ભરિયાં

આજ મારે ભરિયાં સરોવર છલિયાં રે આનંદ ભર્યાં !
આજ મારે બેનીનાં...ભાઈ પરણ્યા રે આનંદ ભર્યાં !
આજ મારે પરણીને...ભાઇ પધાર્યા રે આનંદ ભર્યાં !
આજ અમે લાખેણી લાડડી જીત્યાં રે આનંદ ભર્યાં !
આજ અમે દડરિયો ગઢ જીત્યાં રે આનંદ ભર્યાં !
આજ અમે જાણ્યું...ભાઇ જુદા રે આનંદ ભર્યાં !
આજ અમે બેલડ પરણાવી ઉઠયાં રે આનંદ ભર્યાં !
આજ અમે...ભાઇને હસતા દીઠા રે આનંદ ભર્યાં !
આજ અમે...વેવાઇના ઘરને જીત્યાં રે આનંદ ભર્યાં !
આજ મારે ભરિયાં સરોવર છલિયાં રે આનંદ ભર્યાં !



# ઉંચા ઉંચા આંબલીયાની

ઉંચા ઉંચા આંબલિઆની ડાળે બેઠાં કોયલ,
છોડો છોડો કોયલરાણી કામણગારા કંઠ રે;
લીલ લખેતરી લાડી આવે આપણ આજે ઘેર રે,
ભાભી ભાભી કહેતાં થાકે હસતાં નણદી દેર રે.
મીઠું બોલો અંતર ખોલો આપું આંબા મ્હોર રે,
વહુ વહુ કહેતી વરની માડી ચાલે પગમાં જોર રે;
બોલો બોલો કોયલરાણી આજે મીઠાં બોલ રે,
હું તો આપું વારી વારી આંબલીયાનો કોલ રે.



## વાજાં વાગે અંતર જાગે

વાજાં વાગે અંતર જાગે લાગે લગની લાલ રે,
શાને કરવા લાડી આવા રીસામણાનાં તાલ રે;
પરણ્યા એટલા પ્રભુને પ્યારા પરમાર્થને પંથ રે?
ચાલો લાડી ચાળા છોડો ખોટી થાતો કંથ રે;
ચુંદલડીને ચતુરા ફેંકો કુંવારીના કાજ રે;
તમને શોભે સાળુડાનો સુંદરી કેરો સાજ રે;
ઢીંગલાં ઢીંગલીમાં શું મોહ્યાં નાનકડીનાં ઢંગ રે,
રમજો લાડી રંગેચંગે નણદલ વીરા સંગ રે,
ઊઠો ચાલો ગોરી ગરવા શાને કરવા માન રે,
અલબેલો આંગણિયે ઊભો સમજુને તો સાન રે.



# ઉઠો ઉઠો લાડસઘેલી

## ( કન્યાને તેડવા જતાં )

ઊઠો ઊઠો લાડસઘેલી, લાડી ચાલો ઘેર રે.
પગલાં માંડો સાસરવાસે, થાશે લીલા લ્હેર રે,
આંખલડીઓ રાતી રોઇ શું છે તારે દુઃખ રે.
ધન્ય ધન્ય લાડી તારે ભાગ્યે ગૃહિણીનાં સુખ રે.
મહીયરીઆની મમતા મૂકો મા મહિનાના મેહ રે.
વહુઆરૂને સાચો શોભે સાસરીયાનો સ્નેહ રે.
ઉંચા ઉંચા આંબલિઆઓ ઉંચેરાં આકાશ રે.
એથી ઉંચા અલબેલા છે સાસરીયાના વાસ રે.
ગંગા સરખી સાસુ તારી જોતી ઉભી વાટ રે.
રાંધી મૂકયાં ભોજન ભાવે લાડી તારા માટ રે.
ખમ્મા ખમ્મા કરશે સસરો ઝીલે તારા બોલ રે.
પટ્ટરાણી થઇ ઘરમાં ફરજે તારો થાશે તોલ રે.
હેમ હીરાના હારો તારે વસ્ત્રોની ના તાણ રે.
તેજુરીની કુંચી તારે હાથે આવી જાણ રે.
દેહોત સરખો વીરો મારો પૂરશે તારા કોડ રે.
પાણી માગ્યે દૂધડાં મળશે તારે શેની ખોટ રે.






આ દશ આ દશ પીપળો,
આ દશ દાદાના ખેતર.

દાદા........ભાઇ વળામણે,
દીકરી ડાયા થઈ રહેજો.

સસરાની લાજ વધારજો,
સાસુજીને પાય રે પડજો.

જેઠ દેખી ઝીણા બોલજો,
જેઠાણી વાદ ન વદજો.

નાના દીયરજી લાડકા,
તેના હસવા રે ખમજો.

ન્હાના નણંદલબા લાડકા,
એના માથડાં ગુંથજો.

માથા ગુંથી લેજો મીઠડા,
એના લાડ રે પુરજો.




લીલુડા વનનો આંબલો
આંબલો ઘેર્યો ગંભીર જો
એક તે પાન મેં તોડીયું
દાદા ગાળ મ દેજો
અમે તે લીલાવનની ચરકલડી
ઉડી જાશું પરદેશ જો
આજે દાદાજીના દેશમાં
કાલે જાશું પરદેશ જો

## લીલા વનની

લીલા તે વનની ચરકલડી બોલે
દાદા ગરથ ઉકેલો
અમારા દાદાને નવલા હાથીડા
તે બેનને સાસરે દેજો
સંપત હોય તો દેજો દાદા મારા
જીભડીએ જશ લેજો
અમારા વીરાને નવલા ઘોડા
તે બેનને સાસરે દેજો
સંપત હોય તો દેજો વીરા મારા
જીભડીએ જસ લેજો

## વિદાય

પ્રેમ થકી પાળી પોષીને દિકરી કીધી મોટી;
પર ભૂમિમાં પર હાથે નિજ હસ્ત થકી સોંપી
દીકરી સાસરે જાતી,
રોતાં આંખ થઈ રાતી.

માત કહે તું સાંભળ બેટી શિખામણ મારી,
સાસરીયામાં સંપી રહેજે સ્નેહ ઉરે ધારી.
વ્હાલા વચને વશ કરજે,
દિલમાં પ્રેમ સદા ધરજે.

સાસુ મા, નણંદી બ્હેની, પિતા શ્વસુરને માની,
પ્રેમ થકી સહુ પૂજ્ય ગણીને સેવા કરજે શાણી.
વ્હાવી ઉર અમૃત ધારા,
વદજે વચનો બહુ સારા.

સહન કરજે શબ્દો મેણાંનાં સામી ન ઉચ્ચરજે,
નિતી ધર્મ ધરી દિલ માંહે સેવા સૂત્રને ધરજે.
રહેજે સંતોષે શાણી,
વદજે મંજુલી વાણી.

પ્રેમ સંપાદન કરી સાસરે હળી મળી રહેજે,
વિનય અને વિવેક ધરી તું પતિને વશ કરજે.
કહેતી અમૃત શા ઉદ્દગાર,
માતા આંખે આંસુ ધાર.



# સહીયરની શીખ

હૈયામાં ધરજે પ્રેમ, સહીયર શાણી રે,
રહેજે સંતોષે ક્ષેમ, સહીયર શાણી રે. ૧

સેવાના પઢજે પાઠ, સહીયર શાણી રે,
લેજે સંપ તણી મોપાટ, સહીયર શાણી રે. ૨

છોડી જુઠા જગના તાન, સહીયર શાણી રે,
ગાજે નિર્મળ ગાન, સહીયર શાણી રે. ૩

પ્રફુલાવી અદભુત પ્રિત, સહીયર શાણી રે,
સત્યશીલના ગાજે ગીત, સહીયર શાણી રે. ૪

અંતરમાં વહાવી નેહ, સહીયર શાણી રે,
વ્હાલમથી સાધી સ્નેહ, સહીયર શાણી રે. ૫

શ્વસુરને જાણી તાત, સહીયર શાણી રે,
સાસુને માની માત, સહીયર શાણી રે. ૬

નણદીને કહેજો બ્હેન, સહીયર શાણી રે,
વદજો અમૃત શા વેણ, સહીયર શાણી રે. ૭



## જય શ્રી કૃષ્ણ

ધન્ય ઘડીને ધન્ય ભાગ્ય રે જયશ્રીકૃષ્ણ
બ્હેનનું અખંડ સૌભાગ્ય રે જયશ્રીકૃષ્ણ
......વેવાઇ સવા લાખના રે જયશ્રીકૃષ્ણ
......વેવાણનું ન થાય મૂલ રે જયશ્રીકૃષ્ણ
અમારા બેનીબા તમને સોંપ્યા રે જયશ્રીકૃષ્ણ
એના વેણ અમે નથી લોપ્યા રે જયશ્રીકૃષ્ણ
...બેનીબા ન્હાનેરા બાળ રે જયશ્રીકૃષ્ણ
તેની તમો રાખજો સંભાળ રે જયશ્રીકૃષ્ણ
અમારાથી વિશેષ તમે રાખજો રે જયશ્રીકૃષ્ણ
પાણી માગે તો દુધ આપજો રે જયશ્રીકૃષ્ણ
ધન્ય ઘડીને ધન્ય ભાગ્ય રે જયશ્રીકૃષ્ણ
બ્હેનનું અખંડ સૌભાગ્ય રે જયશ્રીકૃષ્ણ

# સૌભાગ્ય

## અખંડ રહો

### પ્રસંગ : ૨૦ રાસગીતો

# ગૃહલક્ષ્મીના ગરબા



લગ્નના મંગલ પ્રસંગે કેટલાક સંસ્કારી કુટુમ્બોમાં રાત્રે ખાસ કાર્યક્રમો યોજાય છે એ પ્રસંગે રાસગીતો ઉપયોગી થઇ શકે એ હેતુથી આ વિભાગમાં શ્રી ધૈર્યચંદ્ર બુદ્ધ રચિત સ્ત્રી જીવનના ગરબાઓ આપવામાં આવ્યા છે.

**સંપાદિકાઓ**

શ્રી. ધૈર્યચન્દ્ર ર બુદ્ધના ગીતો
માટે સમર્થ સાક્ષરો શું કહે છે ?



**મહાકવિશ્રી ન્હાનાલાલ દ. કવિ કહે છે કે**

ભાઇશ્રી ધૈર્યચન્દ્ર બુદ્ધના ગીતો અહીં આવ્યાં પૂર્વે પણ સાંભળ્યાં હતાં અને ગમ્યાં હતાં. અને આંહીં આવીને પણ વાંચ્યાં. એમનાં ઘણાં ગીતોમાં કુમાશ છે. ભાવની તેમજ ભાષાની. એમની આશાઓને સફળતા ઇચ્છું છું.

**કવિશ્રી લલિતજી કહે છે કે**

બુલંદ અવાજે ગાનાર સ્વયંભૂ કવિશ્રી ધૈર્યચન્દ્ર બુધ્ધે મને પોતાના નવા કાવ્યો માટે મારો અભિપ્રાય આપવા સૂચવ્યું. તેમનાં ગીત કાવ્યો નૈસર્ગિક છે ને તેના ગાના લાપીરુપે તેઓશ્રી કલાપીની પેઠે મુક્તકંઠે ખૂબ કૂજે અને જ્યાં વસે એક ગુજરાતી ત્યાં સદાકાળ ગુજરાતભરમાં બુદ્ધનો પ્રબુદ્ધનાદ ઝીલાવે : એજ પ્રાર્થના છે. અંગત અનુભવનાં જીવનનાં ગીતકાવ્યો એમનાં પોતાનાં છે ને તેમાં સૂરત.ના સૂર ગર્જે છે એજ બસ છે.

**સંગીતના પ્રખર અભ્યાસી શ્રી હરકાન્ત શુકલ કહે છે કે**

શ્રી. ભાઇ ધૈર્યચન્દ્ર બુદ્ધ પોતે રાસ લખી શકે છે એટલું જ નહિ, પરંતુ મધુર સ્વર દ્વારા વાણીમાં પણ ઉતારી શકે છે. અને સાહિત્ય અને સંગીતનો સુંદર સુમેળ સર્જી શકે છે. આ શક્તિથી જ તેઓના રાસમાં ભાવવાહકતા અને ગેયમયતા સુશ્લિષ્ટ સંયોગ સાધે છે. તેમના રાસોની ભાષાશૈલીમાં નિર્વ્યાજતા, મૌલીકતા, સરલતા અને તાલબદ્ધતા છે.

# અર્પણ



અ. સૌ. શાન્તાબહેનને

જેઓશ્રી ગુજરાતના સુપ્રતિષ્ઠિત ઉદ્યોગપતિ શ્રી ચંદુલાલભાઇ શિવલાલના અ. સૌ. ધર્મપત્નિ છે. સદ્દગત સૌ. ગુણીયલબહેન સમા આદર્શ સુપુત્રીના જનની છે ને જેમણે અનેક સેવા સખાવતો અને સ્ત્રીઉન્નતિની ઝંખના પાછળ ભવ્ય ઉદારતા દર્શાવી છે.

એવા ગરવા ગૌરવશાળી ગૃહલક્ષ્મી છે.





## વધામણાં

( ઢાળ : વીશજીની )

મંદિરને દ્વાર મેં તો બાંધ્યાં તોરણિયાં
લીલુડા રંગો ઉભરાય
આજ મારે આંગણે વધામણાં
સંધ્યાના રંગ ખીલ્યા સખીઓનાં સાજમાં
આનંદની હેલી છવાય
આજ મારે આંગણે વધામણાં
શણગાર્યો ચોક મેં તો પૂરીને સાથિયા
વ્હાલમની મૂર્તિ ચીતરાય
આજ મારે આંગણે વધામણાં
કુંકુમ કંકાવટી ને અક્ષતના થાળ ભર્યા
ચાંદલો ભાલમાં સુહાય
આજ મારે આંગણે વધામણાં
કુમળાં કુસુમ જેવાં હૈયામાં કોડ ભર્યા
આશાએ મનડું લ્હેરાય
આજ મારે આંગણે વધામણાં

## યાચના

અખંડ સૌભાગ્ય મ્હારી ચુંદલડી,
માગું માગું હો શક્તિ માત;
હો માત! અખંડ. ૧

એરે ચુંદડીએ સત્ય સીતા માતનું,
સતી અનસૂયા માતના પ્રતાપ;
હો માત! અખંડ. ૨

ચુંદડીએ સાખ પૂરે સૂરજને ચંદ્રમા,
ચમકે સત્ય શીલના શૃંગાર;
હો માત! અખંડ. ૩

બ્રહ્મા સાવિત્રી ને શંકર પારવતી,
શ્રી રૂક્ષ્મણી કૃષ્ણની સૌભાગ્ય;
હો માત! અખંડ. ૪

સંધ્યા ઉષાના રંગ ખીલ્યા રૂડા,
મયૂર પીછાંના રંગની કિનાર;
હો માત! અખંડ. ૫

મેઘ ધનુષ્ય રંગ જેવી વાદળીઓ,
તારલાની રૂપેરી ભાત;
હો માત! અખંડ. ૬

નિર્મળ સરિતાનાં તેજ પુંજ અંતરે,
સાગર શી ઉર્મિ સોહાય;
હો માત! અખંડ. ૭



## સાસરીયું

સ્નેહભર્યાં સાસુને સસરાજી મારાં.
નેહભર્યાં. નણદલ નિહાળતી હો,
સ્નેહભર્યું સાસરૂં સુહાવતી. ટેક.
ભાવભર્યાં જેઠ ને જેઠાણીજી મારાં,
લાડઘેલા દિયર મનાવતી હો, સ્નેહ૦
પ્રેમભર્યાં પ્રાણરૂપ પ્રિયતમજી પ્યારા
ઉરના ઉલ્લાસે આરાધતી હો, સ્નેહ૦
નીલી વાડી સોહે મધુ બાલક ટહુકારથી
હાસ્ય તણે ફુલડે વધાવતી હો, સ્નેહ૦
ધન ધાન્યભર્યાં મારે ઓરડે અનંતા
ગોરી ગાવડીની ગોરસી ગજાવતી હો, સ્નેહ૦
આંગણીએ પૂરૂં નિત્ય મોતીના સાથીયા.
રિદ્ધિ સિદ્ધિને છલકાવતી હો, સ્નેહ૦
સરખી સાહેલી ગણું પાડોશણુ બ્હેનને,
રાસ ખેલી હૃદય રીઝાવતી હો, સ્નેહ૦



## પૂજારણ

[ઢાળ— કાર્તિક માસે કૃષ્ણ કૃપાળા]

મંદિર દ્વારે પૂજારણ એ,
પૂજન કરવા આવે, અદ્દ્ભૂત લ્હાવે રે;
ધૂપદીપ પ્રકટે હો !
શરદ પૂનમનો ચાંદો ખીલ્યો,
તારલીયાની ભાતે, રંગભર રાતે રે;
ધૂપદીપ પ્રગટે હો !
સોળે ધરી શણગાર પૂજારણ,
રૂમ ઝુમ ઝાંઝર ઝણુકે, હૈયું હલકે રે;
ધૂપદીપ પ્રકટે હો !
ફુલ ભરી છાબે સ્નેહ સુવાસે,
મંદ મંદ મુખડું મલકે, ફુલડાં મહેકે રે;
ધૂપદીપ પ્રકટે હો !



કુંકુમ કંકાવટી રત્ન જડેલી,
પૂજન થાળે સોહે, મનડું મોહે રે;
ધૂપદીપ પ્રકટે હો !
દર્શન આશે આવી પૂજારણ,
પૂજન આરતિ ગાજે, પ્રભુ બિરાજે રે;
ધૂપદીપ પ્રકટે હો !
સીતા સાવિત્રી સમ સત્ય શીલે,
હૈયું દિવ્ય ઉજાશે, પૂર્ણ પ્રકાશે રે;
ધૂપદીપ પ્રકટે હો !
સ્તુતિ કરી ભાવેથી પૂજારણ,
પ્રભુની આશિષ યાચે, જીવન રાચે રે;
ધૂપદીપ પ્રકટે હો !

## સોહાગણ

(ઢાળ : ધીમે ધીમે ગાડી હાંકો બાદલશા)

હૈયામાં જ્યોતિ ઝળકાવે, સોહાગણ,
ચાંદની શું મુખ મલકાવે ;

નેહભર્યાં નયણાં નચાવે, સોહાગણ,
હૈયાને હેતથી હસાવે.

ગુણવંતી શોભતી પ્રકાશે, સોહાગણ,
જીવન રસભરી આશે

ફૂલડાં શી ફોરમ સુહાસે, સોહાગણ,
જીવન વાડી ઉલ્લાસે.



કોડીલા ભાવ ભર્યાં ભાવે, સોહાગણ,
આનંદ રસ છલકાવે.

જીવનસખ્યને સોહાવે, સોહાગણ,
ફૂલની તે વેલ પ્રફુલ્લાવે.

રંગ સોહે ગુલાબી ગાલે સોહાગણ,
સોહે શી બીજ બિન્દી ભાલે,

અંબોડે વેણી સોહે બાલે, સોહાગણ,
પ્રસરે છે પરિમલ ચાલે.

રાસ ગાતી એવા દિવ્ય રાગે સોહાગણ,
સોહંતી કૂળના સોહાગે

મધુબંસી શા બોલ મીઠા લાગે સોહાગણ,
હૈયામાં ચેતના જાગે.




(ઢાળ: દુધે તે ભરી તલાવડી)

મીઠી તે મીઠી મારી માવડી હૈયે અદ્દભુત પ્રેમ
ખારા સાગરમાં મીઠી વીરડી હૈયું તે સાચું હેમ
મીઠી—૧

હૈયામાં હેત તલાવડી મીઠી તે અદ્દભુત પ્રીત
હૈયામાં ભાવના ભરપુરે ઘેલું બને જોઇ ચિત
મીઠી—૨

આત્મા કેરી જ્યોતિએ આત્મા કેરી પાંખ
જીવનનો આધાર માડી મારી આત્માની છે આંખ
મીઠી—૩

હૈયું ખીલ્યું તે શું ચાંદની વેણે સુધા છલકાય
આનંદે નિત્ય માવડી મુખ દેખી મલકાય
મીઠી—૪

હૈયાના શોણિત પાઇને ઉછેર્યો જેણે દેહ
માતાના ઉપકાર એ કેમ દેવાયે છેહ!
મીઠી—૫




[ ઢાળ-લક્ષમણ લક્ષમણ બંધવા રે. ]

સાગરમાં મીઠી વીરડી રે, એવી બેન તું મારે,
વેણ મધુ તારા લાગતાં રે, જાણે અમૃત ધારે. ૧

વીરનાં રક્ષણ માટ બ્હેની, તું તો વ્રત કરે છે,
સ્નેહથકી શુભ ઇચ્છાની રે, બ્હેની ભાવ ભરે છે. ૨

અમી ભર્યું તારી આંખમાં રે, બ્હેન ચેતના આપે,
સંજીવની તારી જીભમાં રે, દુઃખ ભાઇનાં કાપે. ૩

નાનો હતો ત્યારે પારણે રે, બેન રોજ ઝુલાતી,
હાલરડાં મીઠાં સૂરથી રે, કેવા પ્રેમથી ગાતી ? ૪

પ્રભાતમાં ખેલ ખેલવી રે, બ્હેન ગીતડાં ગાતી,
સાંજ પડે રોજ મંદિરે રે, તેડી રમવા જાતી. ૫

બાળપણાના સંભારણાં રે, આજે સાંભરે મુને,
ચાલી ગઈ તું સાસરે રે, આજે સંભારૂં તુંને. ૬

મહીયરનો મીઠો વાસ હો બ્હેની, સુખ સાસરે કેવા ?
આવ બેની મારાં આંગણે રે, મારાં દુખણાં લેવા. ૭

# ભાભી

**[ ઢાળ—વાંસલડી વાગે ને મ્હારા મન હરે— ]**

આકાશે ચમકે રૂપાળી વીજળી,
વીરનાં હૈયે ચમકે જીવન જ્યોતજો. આકાશે. ૧

ભાભલડી તું ભાવસરે ભીંજાયલી,
હરતી મ્હારા વીરનાં જીવન ઝેર જો. આકાશે. ૨

રસપૂર્ણિમા ઉગી વીરના અંતરે,
ઝરતી અમૃતઝરણી મીઠી ધાર જો. આકાશે. ૩

વીરને ઊર અંકુરે ફૂલની વેલડી.
મ્હેકે મીઠી સૌરભ આ સંસાર જો. આકાશે. ૪

બોલે બોલે દિલ જીતે એ સહુતણાં,
ભાભી મ્હારી પ્રેમતણો અવતાર જો. આકાશે. ૫

બાલુડાં કિલ્લોલે વીરનાં આંગણે,
કુળની લીલી વાડીનો આધાર જો. આકાશે. ૬



## નણંદી

નણંદીનો નેહ મ્હારે અંતરે ઝરે,
અંતરે ઝરે ને હૈયું હેતે ભરે : નણંદી.

આવે પીયરીએ રૂમક ઝુમક એ,
નણંદી આવીને લાડઘેલા બને : નણંદી.

કામ કરે, કાજ કરે, અજવાળે આંગણા,
નણંદી દેખું ને મ્હારા દુઃખડાં ટળે : નણંદી.

ભાવભર્યા સાસુને સસરાજી મારાં,
નણંદી દેખીને નયણાં ઠરે : નણંદી.

સોળે શણગાર મારાં નણદલ બાઇને,
સાસરામાં સ્નેહની સુવાસે ફરે : નણંદી.



## રસિયાનો રાસ

મેં તો બાંધ્યાં તોરણીયાં લીલાં,
છે રંગો રસીલા, રે રસીયો રંગે ભર્યો. ૧
મેં તો આંગણીએ તુલસી વાવી,
પારીજાત લાવી, રે રસીયો રસે ભર્યો. ૨
મેં તો પુર્યા છે સ્વસ્તિક સારા,
વ્હાલમ પ્યારા, રે રસીયો રંગે ભર્યો. ૩
મેં તો ગુંથી છે ફુલડાની માળા
છે રંગો રૂપાળા, રે રસીયો રસે ભર્યો. ૪
મેં તો કંકાવટી લીધી હાથે,
છે અક્ષત સાથે, રે રસીયો રંગે ભર્યો. ૫
મેં તો રૂપ, રસ, રંગને લીધા,
પ્રણય દાન દીધા, રે રસીયો રસે ભર્યો. ૬



# વ્હાલમની વાટ

મને અંતરમાં લેહ એક લાગી,
કે દેહભાન ત્યાગી, વ્હાલમની વાટ જોતી. ૧

ઝુલે હૈયું આશાની વેલે,
યૌવન ખેલ ખેલે, વ્હાલમની વાટ જોતી. ૨

મ્હારા હૈયામાં મંજરી મ્હોરે,
પ્રણય રસ ફોરે, વ્હાલમની વાટ જોતી. ૩

ચન્દ્ર ખીલે ને ચાંદની શોભે,
અંતર નવ થોભે, વ્હાલમની વાટ જોતી. ૪

મ્હારૂં હૈયું ચડયું છે હેલે,
હૃદય રંગ રેલે, વ્હાલમની વાટ જોતી. ૫

જેવી સાગર સૂતી સરિતા,
વ્હીલી હું વનિતા, વ્હાલમની વાટ જોતી. ૬

મધુબંસી કોકિલાની બોલે,
કે હૈયું ચડયું ઝોલે, વ્હાલમની વાટ જોતી. ૭



# નિમંત્રણ

[ ઢાળ : આવેલ આશાભર્યા ]

ખીલી રૂપેરી ચાંદની ને,
કાંઈ સુધા ઝરે રસધાર રે
રમવા આવોને રે !
કોયલ બોલે કુંજમાં ને,
કાંઈ ગાજે મધુ ટહુકાર રે;
રમવા આવોને રે !
સખીઓ આવે સોહામણી ને,
કાંઇ ઝાંઝરના ઝણકાર રે;
રમવા આવોને રે !
સાચા મોતીના સાથીયા ને,
કાંઇ રંગોળી લાલ ગુલાલ રે;
રમવા આવોને રે !
બંસી બજે છે રાસની ને,
કાંઈ ઘેલા બને છે પ્રાણ રે;
રમવા આવોને રે !
સોનાના મંગાવ્યા સોગઠાં ને,
કાંઇ હીરાના દાણ હજાર રે;
રમવા આવોને રે
સોળસેં ગોપી ટોળે વળી ને
કાંઈ શોભે છે સોળ શણગાર રે;
રમવા આવોને રે !



# નિમંત્રણ

(ઢાળ-મળવા આવો સુંદર વર શામળીયા)

ઊંચે ઊંચે ખીલ્યા તે રૂડાં તારલીયા,
મહિં ચાંદાના ચમકાર.
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૧
મેં તો બાંધ્યાં તોરણીયાં બારણીએ,
સજી લીધા સોળે શણગાર.
રમવા આવો ખીલી આ ચાંદનીએ, ૨
દીવા કર્યા છે મેં તો અત્તરનાં તેલનાં,
ગુંથાવી છે ફૂલડાંની માળ.
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૩
મારા પાયે તે ઝાંઝર ઝમકન્તા,
રૂડા ઘુઘરીના ઘમકાર
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૪
મધરાતલડી આનંદકારી,
થાતા કોયલના ટહુકાર.
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૫
મ્હારા હૈયામાં આશા ને હોંશ ભરી,
આવો આવો આશાના અંબાર.
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૬



# ભીલડી

રાસ

ભીલડી ભીલડી ભીલડી રે, રંગ ભીલડી
મ્હારી મઢુલીયે આવ્ય રે, રંગ ભીલડી
તમારી મઢુલીયે નહિ આવું
મ્હારે રૂડા તે વનના વાસ રે, હું નહિ આવું.
મ્હારી મઢુલીનો હું મહેલ ચાણું
વનમાં બાંધુ વિહાર રે. રંગ ભીલડી.
એવા મહેલ બગીચાને શું રે કરૂં ?
મ્હારે રૂડા તે રંકના વાસ રે, હું નહિ આવું.
ત્હારા માટે હીરા ને મોતી લાવું
સજાવું સોળે શણગાર રે રંગ ભીલડી.
એવા હીરા ને મોતીને શું રે કરૂં !
મ્હારે રૂડી તે ગુંજાની માળ રે, હું નહિ આવું.
ત્હારે માટે ભોજનીયા ભાવંતા
સોના રૂપાના મંગાવુ થાળ રે. રંગ ભીલડી.
મ્હારે ભોજનીયાં ફળ ફુલનાં
પાતળના રૂડા થાળ રે, હું નહિ આવું.
ત્હને મ્હારા હૃદયની રાણી સ્થાપું
મ્હારા જીવનનો આધાર રે. રંગ ભીલડી.
તમારે પાર્વતી પતિવ્રતા
હું તો ભીલડીની જાત કજાત રે, હું નહિ આવું.
એ પાર્વતી તો ત્હારી દાસી થશે
આ શંકર ત્હારો દાસ રે, રંગ ભીલડી.
આજ પાર્વતીને દાસી કહો
કાલ મ્હારા થશે એ હાલ રે. હું નહિ આવું.
વેશ બદલી પાર્વતી ભીલડી બન્યાં
પતિવ્રતાનો જય જયકાર રે. રંગ ભીલડી.

## યુગરેખા

( સાસુ વહુનો સંવાદ )

ગોરી ગોરી ગાવડીનાં દુધડાં જમાવતી.
ગોરસ પ્રભાતે ગજાવતી હો !
વહુ મારી સાંભળો.

ગોરી ગોરી ગાવડીનાં દુધડાં ઉકાળતી.
પ્રાયમસ પ્રભાતે પેટાવતી હો !
સાસુજી સાંભળો.

ગોરસી ગજાવતી ને નવનિત ઉતારતી.
હોંશેથી હૈડાંને ઠારતી હો !
વહુ મારી સાંભળો.

પ્રાયમસ ગજાવતી ને ચા હું પકાવતી.
હોંશેથી હૈડાંને બાળતી હો !
સાસુજી સાંભળો.

ગોરસ નવનીત ધૃત નવનિત આપે.
રોમ રોમે શક્તિ પ્રસરાવતી હો !
વહુ મારી સાંભળો.

મોરસ ચા દુધ ને પાણીનો ઉકાળો.
પીને હું હાડેહાડ ગાળતી હો !
સાસુજી સાંભળો.

કાયા સુદ્રઢ મારી ગોરસ પ્રતાપથી.
નયનોના તેજને ઉજાળતી હો !
વહુ મારી સાંભળો.

નયનો ને અંગ મારા રોગે કંપાવતી.
પ્રાયમસમાં કાયાને બાળતી હો !
સાસુજી સાંભળો.

( નીચેની કડી સાસુ વહુ સાથે બોલે છે )

યુગ યુગ જીવો મારે આંગણીએ ગાવડી.
ગોરસમાં સૌ રસ ભાળતી હો !
લાખ લાખ લાભથી.

## ગૃહિણી સન્માન

[ઢાળ : ઓધવજીના સંદેશાનો]

ગૃહિણીના સન્માન થતાં જે ઘર મહિં
દેવે રમે ત્યાં સમૃદ્ધિ છલકાય જો
વિમળ વાણી સ્નેહ અને છે સંપ જ્યાં
હેત સદા ત્યાં હૈડામાં ઉભરાય જો
ગૃહિણીના સન્માન થતાં જે ઘર મહિં

અંતરના અંધારા વિલાતા વેગથી
હૃદય મંદિરે પ્રસરે પૂર્ણ પ્રકાશ જો
જીવન નવજીવનને ચેતન આશથી
પુલકિત રોમે રોમ સદા ઉલ્લાસ જો
ગૃહિણીના સન્માન થતાં જે ઘર મહિં

ગૃહકુંજ ગાજે બાલ તણાં કિલ્કારથી
રસગીત ગાતા પ્રગટે જીવન જ્યોત જો
શુદ્ધ પ્રેમની વાગી રહે બંસી સદા
મીઠડા વચનો પ્રણય મંત્રના સ્તોત્ર જો.
ગૃહિણીના સન્માન થતાં જે ઘર મહિં





## હવે પછી પ્રકટ થનાર

આપણાં નારીરત્નો

આપણાં મહાજનો

આપણી સંસ્થાઓ

આપણા રાજરાજેન્દ્રો

કલાપી સ્મારક ગ્રંથ

ગૃહલક્ષ્મી

જામરણ

ચિંતનપુષ્પો

પંજરી

છૂપા આંસુ

રૂપલેખા

પ્રણયસાધના

યુગરેખા

કાલીઘેલી

[ આ સિવાય બીજાં કેટલાંક પ્રકાશનો તૈયાર થતાં જાય છે. ઉપરાંત એક ગૃહ-પુસ્તકાલય માસિક શરૂ કરવામાં આવશે.]

ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી.